# અભિનવ સંસ્કૃતપ્રવેશ

પ્રથમ ભાગ

ડૉ. કનૈયાલાલ મો. કાપડિયા
બી. એ. પીએચ. ડી.

એજ્યુકેશનલ બુકસ્ કું.
મુંબઈ ૨.

# अभिनवः संस्कृतप्रवेशः

## प्रथमो भागः

BEING

# A NEW APPROACH TO SANSKRIT

## (GRAMMAR AND COMPOSITION)

## PART I

**કનૈયાલાલ મોતીલાલ કાપડીઆ**, બી. એ., પીએચ. ડી.

વિલ્સન કૉલેજ, મુંબઈ, ના એક વખતના સંસ્કૃતના દક્ષિણા ફૅલો,

સંસ્કૃત શિક્ષક, સર કા. જ. ન. જ. મદ્રેસા, **નવસારી.**

**એજ્યુકેશનલ બુકસ કું૦**

આનંદસાગર બિલ્ડીંગ, ગઝદર સ્ટ્રીટ,

ચીરાબજાર-મુંબઈ ૨

# પ્રસ્તાવના



સંસ્કૃતના અભ્યાસ માટે ડો. ભંડારકરનું પુસ્તક અને બીજાં ઘણાં પાઠ્યપુસ્તકો હોવા છતાં આવા નવા પુસ્તકની શી જરૂર એ પ્રશ્ન સ્વભાવિક છે. ઘણા શિક્ષકોનો એવો અનુભવ છે કે સંસ્કૃતના વિષયમાં ગુજરાતી વિદ્યાર્થીઓને જોઇએ તેવો રસ પડતો નથી અને તેથી એ વિષય પ્રત્યે વિદ્યાર્થીઓ વધુ પડતી બેદરકારી બતાવે છે. આનાં ઘણાં કારણો હોઈ શકે અને પાઠ્ય પુસ્તક પણ એક મુખ્ય કારણ છે. આમ હોવાથી સંસ્કૃત ભાષા માટે અભિરુચિ ઉત્પન્ન કરી શકે એવા પાઠ્ય પુસ્તકની મહત્ત્વની જરૂર છે.

હાલમાં સંસ્કૃતનો અભ્યાસ રસદાયક થઇ શકયો નથી એના ૩ કારણો છે. (૧) અણગમાની મનોદશા, (૨) વ્યાકરણનો બોજો, અને (૩) રસનો અભાવ. આ ત્રણે કારણોનો સંપૂર્ણ રીતે વિચાર કર્યા પછી નવા પાઠ્ય પુસ્તકની રચના કરવામાં આવે તો તે સંસ્કૃતનો વિષય આકર્ષક બનાવવામાં કંઈક અંશે મદદગાર થઇ પડે.

સાધારણ રીતે વિદ્યાર્થી અંગ્રેજી ચોથા ધોરણમાં આવી સંસ્કૃતનો અભ્યાસ શરૂ કરે તે પહેલાંજ એના મગજ પર એવી છાપ પાડવામાં આવી હોય છે કે સંસ્કૃતનો અભ્યાસ અઘરો અને કંટાળા ભરેલો છે. આવી અણગમાની મનોદશા સાથે દાખલ થતા વિદ્યાર્થીઓને શરૂઆતમાંજ ગણની માથાઝીક કરવી પડે એટલે એનો ભાષા પ્રત્યે અણગમો વધે છે. જેમ જેમ વ્યાકરણનો બોજો એના પર લાદવામાં આવેછે તેમ તેમ ભાષા પ્રત્યેનો એનો કંટાળો વધતો જાય છે.

આ ઉપરાંત ઘણાં પાઠ્ય પુસ્તકોમાં વ્યાકરણ ગુંચવાડા ભર્યું હોય છે. આ ગુંચવાડો અનેક કારણોથી ઉત્પન્ન થાય છે, જે પૈકીના થોડા અહિં ગણાવી શકાય. (૧) એક નામનાં કે એક કાળનાં રૂપો બે ત્રણ પાઠમાં કટકે કટકે વ્હેંચી આપવામાં આવે, (૨) એકી સાથે इકારાંત, उકારાંત, ऋકારાંત નામો જાતિવાર આપવામાં આવે, (૩) એકજ પાઠમાં નામને

ક્રિયાપદ, ક્રિયાપદને કૃદંત, નામને સમાસ કે એવું કોઇપણ પ્રકારનું અસંબદ્ધ મિશ્રણ કરવામાં આવે, ( ૪ ) વ્યાકરણની ભાષાને પ્રાધાન્ય આપી એવી રીતે લખવામાં આવે કે વિદ્યાર્થીઓથી તે સરળતાથી સમજી શકાય નહિ, ( ૫ ) વ્યાકરણના નિયમો, સંધિના નિયમો, વિભક્તિના ઉપયોગના નિયમો વગેરે કોઇપણ પ્રકારના પૃથક્કરણ વગર સંમિશ્રિત તૂટક તૂટક આપવામાં આવે, જેથી વિદ્યાર્થીઓ દરેકની ઉપયોગિતા સ્પષ્ટ રીતે સમજી શકે નહિ. આવા કેટલાક કારણોને લીધે થતા ગુંચવાડા ઉપરાંત ઘણાં પાઠ્ય પુસ્તકોમાં સરળતાનો ક્રમ સચવાતો નથી. પહેલો ગણ ઘણીવાર ઘણોજ આગળ આવી જાય છે; સર્વનામનાં અનિયમિત રૂપો, સમાસ કે એવા બીજા કેટલાક વ્યાકરણના અઘરા પાઠો છમાસિક પરીક્ષાના અભ્યાસ સુધીમાં આવી જાય છે. શરૂઆતમાં આવો વ્યાકરણનો બોજો સંસ્કૃત ભાષાનો અભ્યાસ રસહીન બનાવે છે.

આ ઉપરાંત વાકયોની ચુંટણી પણ સંસ્કૃતના અભ્યાસને રસહીન બનાવે છે. ઘણાં પાઠ્ય પુસ્તકોમાં વાકયો માત્ર વ્યાકરણના નિયમો સમજાવવા આપ્યા હોય છે; કેટલાંક વાકયો એવા હોય છે કે વિદ્યાર્થીઓને કોઇ. પણ રીતે બોધપ્રદ હોતા નથી. આવા વાકયોમાં વિદ્યાર્થીઓને રસ પડતો ન હોવાથી વ્યાકરણનો બોજો હળવો થતો નથી. જ્યાં સુધી રોજના બનતા બનાવો, ઐતિહાસિક, ભૌગોલિક કે વિજ્ઞાનની ઘટનાઓ, સદુપદેશ કે વિદ્યાર્થી જેથી પરિચિત હોય એવી વિગતોનું સૂચન કરતા વાકયો ન હોય ત્યાંસુધી વિદ્યાર્થીઓને વાકયોમાં રસ પડતો નથી. વાકયો વ્યવહારૂ જ્ઞાનના અને જીવન સ્પર્શી હોય તો સંસ્કૃત પ્રત્યે વિદ્યાર્થીઓની અભિરુચિ નિઃશંક વધે. વળી સાહિત્યની ઉત્તમ કૃતિઓમાંથી વાકયોની ચુંટણી કરવામાં આવે તો સંસ્કૃત ભાષામાં રહેલું શબ્દલાલિત્ય અને ભાષાની મીઠાશનો વિદ્યાર્થીને આછો ખ્યાલ આવે, અને સંસ્કૃતના અભ્યાસ માટે એ પોતાની રસવૃત્તિ કેળવી શકે. ઘણીવાર આવા પ્રયાસો કરવામાં આવ્યા છે, પણ કેટલીકવાર ચુંટેલાં વાકયો વિદ્યાર્થીને અઘરા પડતા હોવાથી એ દ્વારા રસવૃત્તિ કેળવાવાને બદલે એ વાકયોનો અર્થ ગોખવામાંજ વિદ્યાર્થીની શક્તિ વેડફાઈ જાય છે, અને ભાષા પ્રત્યેનો એનો અણગમો વધતો જાય છે. આ ઉપરાંત ગુજ-

રાતીનો સંસ્કૃત અનુવાદ વિદ્યાર્થીને સાધારણ રીતે કંટાળા ભરેલો લાગે છે, અને એ અનુવાદ જ્યારે શરૂઆતનાં પાઠોથીજ શરૂ કરવામાં આવેછે, ત્યારે એની અણગમાની મનોદશા વધારે પ્રબળ બને છે.

સંસ્કૃતનો અભ્યાસ રસહીન થવાનાં આ કારણો જોયા પછી આ તત્ત્વો દૂર કરી નવી ઢબથી પુસ્તકની રચના કરવામાં આવે તો સંસ્કૃતનો અભ્યાસ રસદાયક બનાવી શકાય. આ નવા પુસ્તકની યોજનામાં (૧) શરૂઆતના પાઠો સરળ હોવાં જોઇએ, (૨) વ્યાકરણની સમજુતી સાદી અને સરળ ભાષામાં હોવી જોઇએ, અને વ્યાકરણની રચનામાં સ્પષ્ટતા અને સરળતાનો ક્રમ સચવાવો જોઇએ, (૩) વાકયોની ચુંટણી સાહિત્યની ઉત્તમ કૃતિઓમાંથી થવી જોઇએ એટલુંજ નહિ પણ વાકયો સરળ અને જીવનસ્પર્શી હોવાં જોઇએ, (૪) ગુજરાતી વાકયોનો સંસ્કૃત અનુવાદ મોડેથી અને સરળતાનો ક્રમ સાચવી દાખલ કરવો જોઇએ.

આ પાઠ્ય પુસ્તકની યોજનામાં શરૂઆતના ચાર પાઠો સરળ રાખવામાં આવ્યા છે. વ્યાકરણની શરૂઆત કરવામાં આવી નથી. વાકયો એવાં સરળ રાખ્યા છે કે વિદ્યાર્થીઓને ઘણી ઓછી મહેનતે એનો અર્થ સમજાય. ગુજરાતી ભાષામાં આવતા ઘણા શબ્દો આ વાક્યોમાં જોવાથી વિદ્યાર્થીને સંસ્કૃત ભાષા સરળ છે એવું ભાન થાય છે એટલુંજ નહી પણ ગુજરાતી અને સંસ્કૃત વચ્ચેનો નિકટ સંબંધ જોઇ સંસ્કૃત ભાષાના અભ્યાસની જરૂરીઆત તેને જણાય છે. આથી પ્રાથમિક અવસ્થાથીજ વિદ્યાર્થીને ભાષા માટે અભિરુચિ ઉત્પન્ન થાય છે અને અણગમાની માનસિક દશા ઓછી થાય છે.

આટલી તૈયારી પછી વ્યાકરણની શરૂઆત કરવામાં આવી છે. ક્રિયાપદનો વિષય સળંગ લેવામાં આવ્યો છે એટલે વિદ્યાર્થીઓના મગજમાં એ દૃઢતાથી ઠસી શકે. ક્રિયાપદ વિષે પ્રાસ્તાવિક વિવેચન કર્યા પછી ગણો સરળતાના ક્રમવાર આપવામાં આવ્યા છે. આમ એકજ વિષયનું સરળ ભાષામાં વિવેચન કર્યું હોવાથી વિદ્યાર્થીના મગજમાં કોઈપણ પ્રકારનો ગુંચવાડો ઉભો થવાનો સંભવ રહેતો નથી. વ્યાકરણના અને સંધિના નિયમો

સેળભેળ આપ્યા નથી પણ સંધિના બધા નિયમો એકીસાથે એકપાઠમાં આપ્યા છે. સંસ્કૃત ભાષાનો અભ્યાસી સંસ્કૃતમાં સંધિનું મહત્ત્વ અને સ્થાન સમજી શકે છે; આવા અગત્યના ભાગ ઉપર ઘણા પાઠ્યપુસ્તકોમાં પુરતું ધ્યાન અપાયું હોતું નથી. સંધિના નિયમો તૂટક તૂટક દરેક પાઠોમાં આપવાથી, સ્વર વ્યંજન અને વિસર્ગ સંધિના નિયમો ગમે તે ક્રમમાં આવવાથી, વ્યાકરણના અનેક નિયમો સાથે એ નિયમો સેળભેળ થઈ ગયા હોવાથી, એ વિષય જેટલો સ્પષ્ટ. સરળ અને હૃદયંગમ થવો જોઇએ તેટલો થઈ શકતો નથી. એથી ઊલટું સંધિના નિયમો છુટા એક પાઠમાં આપવાથી વિદ્યાર્થીનો બોજો હલકો થાય છે એટલુંજ નહિ પણ વ્યાકરણના બીજા વિષયો તેટલે અંશે સ્પષ્ટ થાય છે. વ્યાકરણમાં આટલો પ્રવેશ કર્યા પછી વિદ્યાર્થીનો બોજો હળવો કરવા વાર્તાઓ, રમુજી મનોયત્નો અને સુભાષિતો આપ્યા છે. આવા પાઠોમાં બેશક વિદ્યાર્થીને ઘણો રસ પડે છે એટલે આગળા પાઠોમાંના વ્યાકરણને લીધે અણગમાની મનોદશા થોડે ઘણે અંશે ઉત્પન્ન થઈ હોય તો તે નાબૂદ થઈ જાય છે. આમ એક રીતે બોજો હળવો થવાથી કંટાળો આવતો નથી, અને બીજી બાજુ આવા પાઠોમાં એને રસ પડવાથી સંસ્કૃતના અભ્યાસ માટે અભિરુચિ વધતી જાય છે. વળી આ વાર્તાઓ સાહિત્યમાં પ્રવેશ કરવાની ભૂમિકા તરીકે પણ ઉપયોગી છે. સુભાષિતો જરૂર છોકરાઓ પાસે મુખપાઠ કરાવવા, કારણ એ મુખપાઠ થવાથી વિદ્યાર્થી-ઓનો રસ જળવાઈ રહે છે. વાર્તાઓ માટે મતભેદ રહેશેજ. પરિચિત વાર્તાઓ છોકરાઓને આપવાથી તેઓને એમાં વધુ રસ ન પડે એ બનવા જોગ છે, પણ નવી ભાષા શીખતી વખતે જાણીતી વાતો કહેવામાં આવે તોજ વિદ્યાર્થી ભાષા ગ્રહણ કરી શકે. વિદ્યાર્થી વાર્તાથી પરિચિત હોવાને લીધે એનું ધ્યાન ભાષા પકડવામાંજ ચોંટે છે. વિદ્યાર્થી ઉપલકીઆ તરજુમો ન કરી જાય એ માટે એની સાથે મનોયત્ન આપ્યા છે. વિદ્યાર્થીએ ભાષા ગ્રહણ કરી છે કે નહિ તે એ મનોયત્નદ્વારા જણાઈ આવે છે. પ્રાણી વિશેના પાઠમાં વિદ્યાર્થીઓને જરૂર રસ પડશેજ કારણ પ્રાણીઓ સાથેનો આપણો સંબંધ જીવંત બને છે, અને વિદ્યાર્થીને પોતેજ કાંઈ કરવાનું છે એમ લાગતાં એનો રસપ્રવાહ હંમેશા વધે છે.

આવી હળવી મનોદશા પછી પાછો વ્યાકરણના વિષયમાં પ્રવેશ કરાવ્યો છે. સર્વનામનાં નિયમિત રૂપોજ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે એટલે વિદ્યાર્થીઓને ગોખવાનો બોજો ન પડે. નામોનાં રૂપો આપતી વખતે જાતિનો ક્રમ સાચવ્યો નથી પણ છેવટના સ્વરનો ક્રમ સાચવ્યો છે. આજ્ઞાર્થ જેવો સરળ અર્થ આગળ આણ્યો છે અને ભૂતકાળ જેવો અઘરો કાળ ઘણો પાછળ રાખ્યો છે. કર્મણિ પ્રયોગની રચનામાં પદ અને ગણનો ભેદ રહેતો નથી અને તેટલે અંશે ક્રિયાપદના રૂપો નિયતક્રમથી જૂદા પડે છે. આ પાઠ સૌથી છેલ્લો આપવાથી વિદ્યાર્થી ક્રિયાપદ માટે જે ક્રમ જોતા આવ્યા હોય એમાં ગુંચવાડો થવાનો સંભવ ઓછો રહે છે. કૃદંતોના ઉપયોગમાં વિદ્યાર્થીઓ ઘણીજ ભૂલો કરે છે માટે ઉપયોગની દૃષ્ટિ ધ્યાનમાં રાખી કૃદંતો બે પાઠમાં આપવામાં આવ્યા છે. કૃદંતના રૂપો માત્ર ગોખવા કરતાં કેમ તૈયાર થાય છે એ જો વિદ્યાર્થીને સમજાવવામાં આવે તો કૃદંતના રૂપોમાં થતી ભયંકર ભૂલો થોડે ઘણે અંશે જરૂર ઓછી થાય. તદુપરાંત આ નિયમો વિદ્યાર્થીની આંખ આગળ હોય તો સંસ્કૃતમાં ઘણા રૂપો અનિયમિત છે એવી જે છાપ વિદ્યાર્થીઓના મગજ પર આજે પડેલી જોવામાં આવે છે તે દૂર થાય, એટલે આજે માત્ર ગોખણપદ્ધતિને લીધે વિદ્યાર્થીઓમાં ભાષા પ્રત્યે જે ઘૃણા જોવામાં આવે છે તે ઓછી થાય. વિદ્યાર્થી ભલે રૂપો ગોખે, પણ એ રૂપોની પાછળ ચોક્કસ નિયમો રહેલા છે એ ભાનમાત્રજ એનો ગોખવાનો બોજો હળવો કરે છે, અને તેટલે અંશે ભાષા પ્રત્યેનો એનો અણગમો જરૂર દૂર થાય છે. સમાસનો પણ ટુંક પરિચય આ પુસ્તકમાં કરાવ્યો છે, કારણ સંસ્કૃતભાષાના અભ્યાસીને સમાસ અનિવાર્ય છે અને એ વિષય એકીસામટો લાદવામાં આવે એ કરતાં એમાં ચંચુપ્રવેશ મૂળથીજ કરાવવામાં આવે તો વધારે સહેલાઈથી અને સચોટતાથી હૃદયંગમ થઈ શકે. આમ વ્યાકરણની અનેક વિશિષ્ટતાઓ વિદ્યાર્થીના મગજ આગળ ક્રમવાર બતાવવામાં આવી છે અને દરેક વિશિષ્ટતાની છાપ એવી દૃઢ કરવામાં આવી છે કે બીજી વિશિષ્ટતા જોતાં વિદ્યાર્થી ગુંચવણમાં પડતો નથી પણ દરેકનું સરળતાથી પૃથક્કરણ કરી સ્હેલાઇથી હૃદયંગમ કરી શકે છે. વચ્ચે વચ્ચે મૂકેલા પ્રશ્નપત્રો વિદ્યાર્થીની ગ્રહણશક્તિની કસોટી માટે છે.

વાકયોની ચુંટણી પણ બહુધા સાહિત્યમાંથીજ કરવામાં આવી છે. વાકયો સરળ અને જીવનસ્પર્શી છે; ચારિત્ર્ય, વ્યવહારુજ્ઞાન, જીવનમાં બનતા રોજના બનાવો, કહેવતો વગેરેને ઉદ્દેશી આ વાકયો યોજાયા હોવાથી વિદ્યાર્થીઓનો રસ જળવાય છે. આવા વાકયોથી માત્ર ભાષા પ્રત્યે અભિરુચિ કેળવાય છે એટલુંજ નહિ પણ વિદ્યાર્થીના માનસના ઘડતરમાં અને જીવન વિકાસમાં આવા વાકયોનો અમૂલ્ય ફાલો છે. વાકયોની સુંદર વરણીથી વ્યાકરણનો વિષય વિદ્યાર્થીની દૃષ્ટિયે ગૌણ બને છે અને વ્યાકરણનો બોજો હળવો થાય છે. વાકયોની ગોઠવણી એવી રીતે કરવામાં આવી છે કે એકજ ભાવ અગર અર્થ જૂદે જૂદે ઠેકાણે બે ત્રણવાર આવે છે. આનો અર્થ એવો નથી કે એ ભાવ અગર અર્થની છાપ વિદ્યાર્થીના મગજ પર દૃઢ બને, પણ નવા ધાતુઓ અને નવી વાકયરચના વિદ્યાર્થી સ્હેલાઇથી ગ્રહણ કરી શકે. પુનરુકિતથી વિદ્યાર્થીનો બોજો હળવો કરવાનો આ પ્રયાસ છે. ગુજરાતી વાકયોનો સંસ્કૃત અનુવાદ છ પાઠ પછી આવે છે અને આગળ આપેલા મનોયત્નો દ્વારા એ વિષય પણ હળવો બનાવવામાં આવ્યો છે. વળી એ વાકયો પણ એવા ગોઠવ્યા છે કે જેમાં વિદ્યાર્થીને સહજ રસ પડી શકે.

આ ઉપરાંત લેખન પર વધારે ભાર મૂકી વ્યાકરણનો બોજો હળવો કરવાનો આ પુસ્તકમાં પ્રયાસ કરવામાં આવ્યો છે. વિભક્તિના ઉપયોગો વાકયો દ્વારા શિખવ્યા પછી એ નિયમો દૃઢ કરવા મનોયત્ન આપ્યા છે, આવા લેખન કામ માટે વિદ્યાર્થીઓને સ્વાભાવિક રસ હોય છે કારણ એમાં એની શક્તિનો વિકાસ થાય છે. વળી આવા મનોયત્ન દ્વારા સાહિત્યની રૂઢ રચના અને શબ્દોનો વિદ્યાર્થીને સુંદર પરિચય થાય છે અને વ્યાકરણનો કંટાળો લાગતો નથી. વ્યાકરણની સમજુતિ આપ્યા પછી મનોયત્ન કોઠા રૂપમાં આપવામાં આવ્યા છે. એ કોઠામાં રૂપો લખવાથી ગોખવાનું કામ ઘણે અંશે ઓછું થાય છે. પાઠ્ય પુસ્તકમાં આવા કોઠા આપવાનું ખાસ કારણ છે. વિદ્યાર્થી ધાતુના કે નામના તૈયાર આપેલા રૂપ નજર આગળ રાખી નીચેના કોઠામાં રૂપો લખે તો રૂપો જલદી લખાય છે, અને ખોટા પડવાનો સંભવ ઘણો ઓછો રહે છે. વિદ્યાર્થીને મળેલી આ ફત્તેહથી તે પોતાના કાર્યમાં ઉલટથી આગળ વધે છે અને આ મનોયત્નોમાંથી થતી

પુનરુક્તિને લીધે એ રૂપો સરળતાથી વિદ્યાર્થીને હૃદયંગમ થઈ શકે છે. માત્ર ગોખીને રૂપો મોઢે કરનાર વિદ્યાર્થી જ્યારે વર્ગમાં ખરાં રૂપો બોલી શકતો નથી ત્યારે તેનામાં નિરાશા આવેછે અને આ નિરાશાથી વ્યાકરણનો બોજો ઘણો કંટાળા ભરેલો બને છે. સંસ્કૃત ભાષાનો અભ્યાસ આવા કારણોને લીધે નીરસ બન્યો હોવાથી એ કારણો, દૂર કરી આવા Drill work દ્વારા વ્યાકરણ શિખવવાનો પ્રયાસ થવાની ખાસ જરૂર છે. આવા Drill work માટે ક્રમવાર ગોઠવેલા અનેક મનોયત્નો જોઇએ, પણ એક પાઠ્ય પુસ્તકમાં મનોયત્નોની મર્યાદા હોય છે. ઘણા મનોયત્નો શિક્ષકે વિદ્યાર્થીની જરૂરીઆત અને ગ્રહણ શક્તિને ધ્યાનમાં લઈ યોજી લેવા જોઇએ. આ કોઠાઓ પુસ્તકમાં આપવાનું બીજું પણ કારણ છે. પાઠને છેડે આપેલા મનોયત્નો ઘણીવાર કરવામાં આવતા નથી અને એનો ઉપયોગ મોટે ભાગે પરીક્ષા માટેના પુનરાવર્તન તરીકેજ કરવામાં આવેછે. આથી ઊલટું આવા મનોયત્નોને પાઠ્ય પુસ્તકનું એક અંગ બનાવવાથી એ મનોયત્નોનું કામ થાય છે જ, અને નિયતક્રમે એ કામ થતું હોવાથી વ્યાકરણમાં પ્રવેશ કરાવવા પાઠ્ય પુસ્તકમાં અખત્યાર કરેલી યોજના ફળીભૂત થાય છે. પાઠ્ય પુસ્તકમાંજ કરેલા આ મનોયત્નોનો વારંવાર reference તરીકે ઉપયોગ થવાથી વ્યાકરણ સરળતાથી મુખપાઠ કરી શકાય છે અને ગુજરાતી વાક્યોનો સંસ્કૃતમાં અનુવાદ કરતી વખતે આ મનોયત્નોનો ઘણો સારો ઉપયોગ કરી શકાય.

આ પુસ્તકની કેટલીક ત્રુટિયો મારી ધ્યાન બહાર નથી, પરંતુ એમાંની કેટલીક સકારણ છે. (૧) ઘણીવાર શબ્દકોશમાં પાઠમાં આવતા દરેક શબ્દો મળતા નથી. શબ્દકોશ લાંબો હોય તો છોકરાઓમાં એને જોતાંજ કંટાળાની લાગણી ઉત્પન્ન થાય છે, અને માનસિક અણગમાની દશા ઉત્પન્ન કરવામાં એ પણ વ્યાકરણ ભેગો કારણ રૂપ બને છે. આથી ઊલટું નાનો શબ્કોશ વિદ્યાર્થી તરત વાંચવા મંડી પડે છે અને શબ્દો સારી રીતે મુખપાઠ કરી શકે છે. તદુપરાંત બધા શબ્દોનો અર્થ આપવાને બદલે જેનો અર્થ ગુજરાતી ભાષાના સામ્યદ્વારા વિદ્યાર્થી પાસે કઢાવી શકાતો હોય તેવા શબ્દોનો અર્થ વિદ્યાર્થી પાસેજ કઢાવવામાં એની સ્મરણશક્તિ કેળવાય છે,

અને ગુજરાતી અને સંસ્કૃત ભાષાના નિકટ સંબંધનું પરોક્ષ જ્ઞાન થવાથી અભ્યાસ સરળ અને રસિક બને છે. આમ હોવાને લીધે ગુજરાતીમાં પ્રચલિત એવા ઘણા શબ્દો પાઠના શબ્દકોશમાં આપ્યા નથી પરંતુ છેવટના શબ્દકોશમાં આપ્યા છે જેથી કરીને વિદ્યાર્થીને જોવું હોય તો ત્યાં જોઈ શકે. આ દ્વારા વિદ્યાર્થીની શબ્દકોશ (dictionary) જોવાની શક્તિ પણ કેળવાશે. આ છેવટનો શબ્દકોશ પણ બહુ લાંબો નથી કારણ વિદ્યાર્થીને પ્રાથમિક અવસ્થામાં મોટા શબ્દકોશમાંથી શબ્દ ખોળવાનું કામ કંટાળારૂપ લાગે છે. ગુજરાતીમાં પ્રચલિત નહિ એવો કોઈ સંસ્કૃત શબ્દ પાઠના શબ્દકોશમાં રહી ગયો હોય તો તે શરત ચૂકથીજ થયું છે અને એવી ભૂલો પહેલી તકે સુધારવામાં આવશે. ( ૨ ) સંધિના નિયમો કેટલાક વાકયોમાં લાગુ પાડ્યા નથી. સંધિ છૂટી પાડવામાં કેટલીકવાર વિદ્યાર્થીઓની શક્તિઓનો વધારે પડતો વ્યય થાય છે. અને વ્યાકરણનો જે નવો ભાગ આપ્યો હોય તે પર જેટલું ધ્યાન અપાવું જોઇએ તેટલું ધ્યાન આપી શકાતું નથી. એથી સંધિમાં કેટલીકવાર અઘટિત છૂટો લીધી છે. ( ૩ ) સંસ્કૃતમાં દ્વિવચનની ખાસ વિશિષ્ટતા હોવા છતાં દ્વિવચનનો પ્રયોગ ઘણાજ ઓછા વાકયોમાં કરવામાં આવ્યો છે. ગુજરાતીમાં તેમજ અંગ્રેજીમાં દ્વિવચન ન હોવાથી સંસ્કૃતની એ વિશિષ્ટતા પર વિદ્યાર્થીનું વધારે પડતું ધ્યાન ખેંચવાની આવશ્યકતા ન હોવાથીજ મેં આમ કર્યું છે. ( ૪ ) નિયમોની ભાષમાં તેમજ પાઠોની સમજુતિમાં ઘણીવાર વ્યાકરણની દષ્ટિયે ઊણપ દેખાય છે, પણ વ્યાકરણને ગૌણ રાખી માત્ર તેનો ઉપયોગ ભાષા સમજવા પુરતોજ રાખવાનો ઇરાદો હોવાથી વિદ્યાર્થીઓ સહેલાઇથી સમજી શકે એવી ભાષાનો પ્રયોગ કર્યો છે. પુસ્તકનું ધ્યેય સંસ્કૃત વ્યાકરણનો અભ્યાસ નહિ પણ સંસ્કૃત સાહિત્યમાં પ્રવેશ કરાવવાનું હોવાથી વ્યાકરણને જરૂરીઆતના કરતા વધારે સ્પર્શ કરવામાં આવ્યો નથી. ( ૫ ) શરૂઆતના કેટલાક પાઠોના શબ્દકોશમાં ઉપસર્ગ ધાતુની પાછળ મૂકયો છે. મૂળ ધાતુનુંજ સચોટ ભાન કરાવવા શબ્દકોશમાં ધાતુને પ્રાધાન્ય આપી કક્કાવારી પ્રમાણે તેને તેના સ્થાને મૂકવામાં આવ્યો છે, અને વ્યાકરણની આ ગંભીર ભૂલનો દોષ વ્હોરી લીધો છે. પણ વિદ્યાર્થીઓને ધાતુનું પુરતું જ્ઞાન થઈ ગયા પછી નિયતક્રમ સાચવી ઉપસર્ગ ધાતુની આગળ મૂકયા છે.

 

પુસ્તકનું કદ સ્હેજ વધી ગયું છે પણ આ પુસ્તકમાં ૧૬૪ પાનાનો અભ્યાસ નિયત કરવામાં આવ્યો છે અને બાકીના પાઠો સવડ અને સગવડ પર છોડવામાં આવ્યા છે. વળી પ્રશ્નપત્રો અને મનોયત્નમાંનું ઘણું ખરૂં કામ Homework તરીકે થઈ શકે એમ છે. એટલે પુસ્તકનું કદ ઘણું વધારે ન લાગે. આ પુસ્તકને કેમ શિખવવું એ માટે હું કોઈપણ પ્રકારનો મતાગ્રહ ધરાવતો નથી. કોઈપણ ઢબ છેલ્લી જ છે અને સારીજ છે એમ કોઈ ન કહી શકે. વિદ્યાર્થી, સાધનો, વાતાવરણ, શિક્ષકની શક્તિ, અને વ્યક્તિત્વ, નિયત અભ્યાસક્રમ વગેરે અનેક કારણો શિક્ષણ-પદ્ધતિના કારણ રૂપ છે. કયે સ્થળે કયું કારણ મહત્વનો ભાગ ભજવે છે એ નક્કી કહી શકાય નહિ. એટલે દરેક શિક્ષક આ બધા કારણોને પહોંચી વળી જે પદ્ધતિ ઉભી કરે તેજ તેને માટે સારી ગણી શકાય. પણ સાધારણ રીતે આ પાઠો અને મનોયત્નો આપેલા ક્રમમાંજ કરવામાં આવે તો અભ્યાસ સરળ અને રસિક બનવા સંભવ છે. તદુપરાંત શરૂઆતના પાઠોમાં ત્રણચાર વાક્યો સાથે આપી તે દ્વારા નિયમ ઉપજાવવામાં આવ્યો છે. આ વાક્યો વંચાવ્યા પછી વિદ્યાર્થીઓ પાસેજ નિયમ ઘડાવવામાં આવે અને પછી પુસ્તકમાં આપેલા નિયમો સાથે તેને સરખાવવાનું કહેવામાં આવે તો વિદ્યાર્થીને રસ વિશેષ પડશે અને નિયમો તેમના મગજમાં દૃઢતાથી ઠસી જશે. આમ છતાં કોઈપણ પ્રકારની પદ્ધતિ માટે હું મતાગ્રહ ધરાવતો નથી.

આ પુસ્તક તૈયાર કરવામાં મને મારા સ્નેહી રા. માધવપ્રસાદ મજમુદાર, ( બી. એ., એચ. ડી. પી. ), રા. રણછોડજી દેસાઈ, ( એમ. એ. બી. ટી. ) અને રા. રામપ્રસાદ ભટ્ટ, ( બી. એ. એસ. ટી. સી. ) તરફથી અવરનવર જે સૂચનાઓ મળી છે તે બદલ હું તેમનો ઋણી છું. આ ઉપરાંત રા. રામભાઈ બક્ષીએ ( બી. એ. ) પણ મને ઘણા જાણવાજોગ સૂચનો કર્યા છે તે બદલ હું તેમનો આભારી છું. આ પુસ્તકનાં પ્રકાશનમાં મારા તરફથી અનેક અગવડો નભાવી લઈ, દરેક સૂચના પ્રમાણે ફેરફાર કરી આવા સુંદર સ્વરૂપમાં ટુંક વખતમાં એને બહાર પાડવા જેણે અથાગ પરિશ્રમ લીધો છે એવા ધી એજ્યુકેશનલ બુક્સ કું. ના પ્રોપરાઈટર અને મારા સ્નેહી મિત્ર સુમનલાલ તલાટી ( બી. એ. ) નોઃ

તથા સંસ્કૃતની મને મૂળ પ્રેરણા આપનાર મારા સદ્‌ગત વિદ્વાન્ શિક્ષક છોટુભાઈ કૃ. ભટ્ટ (બી. એ.) તથા શ્રી. ઉમીઆશંકર મહેતા (બી. એ.) નો હું જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

આ પુસ્તકને સુંદર પાઠ્યપુસ્તક બનાવવા મેં મારો બનતો પ્રયાસ કર્યો છે, છતાં એમાં હજી ઘણી ત્રુટિયો છે એમ હું બેશક માનું છું. મારૂં આ નિદાન ખોટું હોય અગર એનો સફળ ઉપાય કરવામાં મારી ત્રુટિઓ રહી હોય તો તે તરફ મારૂં ધ્યાન ખેંચવા મારા શિક્ષક બંધુઓને મારી વિનંતિ છે.

પુસ્તક બહુજ ઝડપથી છપાવવું પડયું હતું તેથી અને બીજી અંગત મુશ્કેલીને લીધે કેટલીક ભૂલો રહી ગઈ છે. શિક્ષક મિત્રો આ માટે મને ક્ષમા કરશે. આવી ભૂલો શુદ્ધિપત્રમાં સુધારી છે.

સંસ્કૃતનો અભ્યાસ સરળ અને રસિક બનાવવામાં આ પુસ્તક યત્કિંચિત્ પણ સફળ થશે તો મને બહુધા સંતોષ થશે.

નવસારી,
મહાશિવરાત્રી ૧૯૯૫.

કનૈયાલાલ મો. કાપડીઆ.

# અનુક્રમણિકા

## गद्यपद्यावलिः





# અભિનવ સંસ્કૃતપ્રવેશ

## પ્રાસ્તાવિક

વર્ણ બે પ્રકારના છે:—**સ્વર** અને **વ્યંજન.** સંસ્કૃતમાં સ્વરો નીચે પ્રમાણે છે:—

अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ॠ, ऌ, ए, ऐ, ओ અને औ. આ પૈકીના अ, इ, उ, ऋ, અને ऌ, **હ્રસ્વ** સ્વરો છે, અને आ, ई, ऊ, ॠ, ए, ऐ, ओ અને औ **દીર્ઘ** સ્વરો છે. આ ઉપરાંત સંસ્કૃતમાં અનુસ્વાર અને વિસર્ગ એવાં બે ચિન્હો છે. ं આ ચિન્હ અનુસ્વાર અને ँ આ અનુનાસિક તરીકે ઓળખાય છે. આ ચિન્હો જે અક્ષરની પછી એનો ઉચ્ચાર કરવામાં આવતો હોય તે અક્ષરની ઉપર મૂકવામાં આવે છે. જેમકે क् + ं = कं. स् + ँ = सं. અક્ષરની બાજુમાં ઉપર અને નીચે એમ બે ટપકાં (:) એકી સાથે મુકવામાં આવે છે તે ચિન્હ વિસર્ગ તરીકે ઓળખાય છે.

સંસ્કૃતમાં વ્યંજનો ૩૩ છે. આ વ્યંજનો નીચે પ્રમાણે ગોઠવી શકાય.

| વ્યંજનના પ્રકાર | | કઠોર વ્યંજન | | મૃદુ વ્યંજનો | | અનુ-નાસિક | ઉષ્માક્ષરો |
|---|---|---|---|---|---|---|---|
| સ્પર્શ | કણ્ઠસ્થાની– क વર્ગ | क् | ख् | ग् | घ् | ङ् | ह् |
| | તાલુસ્થાની– च વર્ગ | च् | छ् | ज् | झ् | ञ् | श् |
| | મૂર્ધસ્થાની– ट વર્ગ | ट् | ठ् | ड् | ढ् | ण् | ष् |
| | દન્તસ્થાની– त વર્ગ | त् | थ् | द् | ध् | न् | स् |
| | ઓષ્ઠસ્થાની–प વર્ગ | प् | फ् | ब् | भ् | म् | |
| અંતઃસ્થ | | | | य्, र्, ल्, व् | | | |
| ઉષ્મ | | श्, ष्, स्, | | ह् | | | |

આ વ્યંજનોનો ઉચ્ચાર કરતી વખતે તેમાં સ્વર ભેળવવો પડે છે. સ્વર વગર આ વ્યંજનોનો સ્પષ્ટ ઉચ્ચાર થતો નથી. આવી રીતે સ્વર જોડાતા પહેલાં કેટલીક વાર બે અગર ત્રણ વ્યંજનો એકી સાથે આવી જાય છે. આવા ભેગા આવેલા વ્યંજનો **જોડાક્ષર** તરીકે ઓળખાય છે. આવા કેટલાક જોડાક્ષરોના નમુના નીચે આપવામાં આવ્યા છે.

| | | | |
|---|---|---|---|
| क्+ष्=क्ष् | भ्+र्=भ्र् | द्+ध्=द्ध् | त्+स्+न्=त्स्न् |
| ज्+ञ्=ज्ञ् | श्+र्=श्र् | द्+म्=द्म् | क्+त्+र्=क्त्र् |
| श्+च्=श्च् | च्+छ्+र्=च्छ्र् | ह्+य्=ह्य | र्+त्+स्+न्+य्=र्त्स्न्य् |
| क्+त्=क्त् | र्+छ्=र्छ् | ह्+म्=ह्म् | द्+व्+व्=द्व्व् |
| त्+र्=त्र | न्+ध्+र्=न्ध्र् | द्+र्+य्=द्र्य | द्+ध्+य्=द्ध्य |

## પાઠ ૧ લો

### વિશેષણ અને વિશેષ્ય

कृष्णस्य मुखम् मनोहरम् ।
मनुष्याणाम् चित्तम् चंचलम् ।
दुर्जनानाम् हृदयम् कठोरम् ।
समुद्रस्य जलम् क्षारम् ।
बालानाम् अङ्गानि मृदुलानि ।
तडागे कमलानि रम्याणि ।
वने तृणानि हरितानि ।
वृक्षे फलानि पक्वानि ।

पुरुषस्य स्वरः कठोरः ।
तापसानाम् आशयः सरलः ।
रासभानाम् चीत्कारः परुषः ।
अहंकारः ज्ञानस्य अंतरायः ।
प्रभाते सूर्यस्य किरणाः कोमलाः ।
वृद्धानां केशाः श्वेताः ।
चन्द्रस्य किरणाः शीतलाः ।
सूर्यस्य कराः उष्णाः ।

---

गजस्य कर्णौ विशालौ ।
भीमस्य भुजौ पीनौ ।
उष्ट्रस्य पादौ कृशौ ।

धनिकानाम् गृहाणि विशालानि ।
सागरे नीरम् विपुलम् ।
कोकिलानाम् कूजनम् मधुरम् ।
ग्रीष्मे दिनानि दीर्घाणि ।

कृष्णस्य वर्णः श्यामः ।
बालानाम् केशाः कृष्णाः ।
जनानाम् धनानि नश्वराणि ।
जनानाम् जीवितम् नश्वरम् ।

हेमन्ते दिनानि अल्पानि ।

**વિશેષણ અને વિશેષ્ય:**—અંગ્રેજીમાં વિશેષણ ગમે તે નામ સાથે વપરાય તોપણ તેના રૂપમાં કાંઈપણ ફેરફાર થતો નથી. ગુજરાતીમાં કેટલાક વિશેષણો ( અવિકારી વિશેષણો ) ના રૂપમાં અંગ્રેજી ભાષાની માફક કાંઈપણ ફેરફાર કરવામાં આવતો નથી. પણ કેટલાક વિશેષણો ( વિકારી વિશેષણો )

ના રૂપમાં વિશેષ્યની જાતિ અને વચન પ્રમાણે ફેરફાર કરવામાં આવે છે. આથી ઉલટું સંસ્કૃતમાં વિશેષણ અને વિશેષ્યને ગાઢો સંબંધ છે. **વિશેષ્ય જે જાતિમાં, જે વચનમાં અને જે વિભક્તિમાં વપરાય તેજ જાતિમાં, તેજ વચનમાં અને તેજ વિભક્તિમાં વિશેષણ પણ વપરાય છે.** વિશેષ્ય નાન્યતર જાતિનું નામ હોય તો વિશેષણ પણ નાન્યતર જાતિમાં વપરાય છે. વિશેષ્ય નર જાતિનું નામ હોય તો વિશેષણ પણ નર જાતિમાં વપરાય છે. એજ પ્રમાણે વિશેષ્ય એકવચન અગર બહુવચનમાં વપરાયું હોય તો તેને અનુસરીને વિશેષણ પણ એકવચન અગર બહુવચનમાં વાપરવામાં આવે છે. સંસ્કૃતમાં એકવચન અને બહુવચન ઉપરાંત દ્વિવચન પણ છે. એક વ્યક્તિ અગર વસ્તુને માટે **એકવચન,** બે વ્યક્તિ અગર વસ્તુ માટે **દ્વિવચન,** અને ત્રણ અગર ત્રણથી વધુ વ્યક્તિ કે વસ્તુ માટે **બહુવચન** સંસ્કૃતમાં વપરાય છે.

## શબ્દકોશ

**मृदुल** ( वि. )=નરમ, કોમળ
**तडागः** ( ન. )=તળાવ.
**रम्य** ( वि. )=મનોહર.
**हरित** ( वि. )=લીલું.
**पक्व** ( वि. )=પાકેલું.
**तापसः** ( ન. )=તપસ્વી.
**आशयः** ( ન. )=વિચારણા.
**रासभः** ( ન. )=ગધેડો.
**चीत्कारः** ( ન. )=ચીચીઆરી, ગધેડાનું ભૂકવું.
**परुष** ( वि. )=કઠોર.
**करः** ( ન. )=કિરણ
**पीन** ( वि. )=જાડો.
**कृश** ( वि. )=પાતળો.
**उष्ट्रः** ( ન. )=ઊંટ.
**विपुल** ( वि. )=ઘણું.
**नीरम्** ( ના. )=પાણી.
**नश्वर** ( वि. )=નાશવંત; ટુંક વખત ટકે એવું.
**वन्द्य** ( वि. )=વંદન કરવા લાયક.
**पथ्य** ( वि. )=ફાયદાકારક, ગમે એવું.
**शीतोदकम्** (ના.)=ઠંડુ પાણી (शीत=ઠંડુ उदकम्=પાણી ) ઠંડુ પાણી.

**મનોયત્ન ૧**

નીચેના વિશેષણો આપેલા વાક્યોમાં અનુક્રમે વાપરોઃ—

**मधुर, कोमल, वन्य, पथ्य, कठोर।**

स्वभावेन दुग्धम् ——।
सज्जनानाम् चित्तानि ——।
गणेशस्य पादौ ——।
ग्रीष्मे शीतोदकस्य पानम् ——।
मध्याह्ने सूर्यस्य बिम्बम् ——।

## પાઠ ૨ જો

### કર્તા અને ક્રિયાપૂરક નામો

कुबेरः धनानाम् ईशः।
मृगाणाम् अधिपः सिंहः।
आचारः प्रथमः धर्मः।
सुपुत्रः सप्तमः रसः।
अपण्डितः पुत्रः अमित्रः।
शास्त्रम् श्रोत्रस्य भूषणम्।
दानम् हस्तस्य भूषणम्।
रुग्णानाम् औषधम् मित्रम्।
अजीर्णे भोजनम् विषम्।
शरीरम् प्रथमम् धर्मसाधनम्।
दशरथस्य पुत्रौ रामलक्ष्मणौ।
रामस्य पुत्रौ कुशलवौ।

क्रोधः अनर्थानाम् मूलम्।
चन्द्रः नक्षत्राणाम् भूषणम्।
वातः पावकस्य मित्रम्।
लोभः पापस्य कारणम्।
विद्या बालानाम् धनम्।
विद्या नराणाम् भूषणम्।
क्षमा शक्तानाम् भूषणम्।
उर्वशी स्वर्गस्य अलंकारः।
तक्रम् च घृतम् च नवनीतम् च दुग्धस्य विकाराः।*
भूतेषु वात्सल्यम् परमः धर्मः।
दारिद्र्यम् अनिष्टानाम् प्रभवः।
अश्वस्य भूषणम् वेगः।

* સંસ્કૃતમાં च શબ્દ જે નામો 'અને' થી જોડાયા હોય એવા દરેક નામોની પછી મૂકવામાં આવે છે.

चन्दनम् न वने वने ।
मौक्तिकम् न गजे गजे ।
मूर्खः दुःखकरः पदे पदे ।
अधमजनसंसर्गात् मानभङ्गः पदे पदे ।[1]

---

**કર્તા અને ક્રિયાપૂરક નામો:**—કેટલાક અકર્મક ક્રિયાપદોનો અર્થ પૂર્ણ ન હોવાથી તેમનો અર્થ પૂર્ણ કરવા કોઈ નામ અગર વિશેષણ વાપરવામાં આવે છે. આવા શબ્દોને અંગ્રેજીમાં Complement કહેવામાં આવે છે. આપણે તેમને ક્રિયાપૂરક કહીશું. સંસ્કૃતમાં વિશેષણ અને વિશેષ્ય એકજ જાતિ, એકજ વિભક્તિ અને એકજ વચનમાં વપરાય છે. પરંતુ કર્તા અને ક્રિયાપૂરક નામો વચ્ચે આવો સંબંધ નથી. કર્તા અને ક્રિયાપૂરક નામો કોઈવાર વિશેષણ અને વિશેષ્યનો સંબંધ જાળવે છે; પરંતુ **ઘણીવાર કર્તાની જાતિ ક્રિયાપૂરક નામોની જાતિ કરતા જુદી હોય છે.** કર્તાનો શબ્દ પોતાની મૂળ જાતિમાં વપરાય છે, અને એજ પ્રમાણે ક્રિયાપૂરક નામ પણ પોતાની મૂળ જાતિમાં વપરાય છે. માત્ર કર્તાની અને ક્રિયાપૂરક નામની વિભક્તિજ એક હોય છે. કર્તા અને ક્રિયાપૂરક શબ્દો સાધારણ રીતે એકજ વચનમાં વપરાય છે; પરંતુ કેટલીક વાર બંનેના વચનો પણ જૂદાં હોય છે.

**નિયમ ૧ લો:**—સંસ્કૃતમાં કોઈપણ નામ સાતમી વિભક્તિમાં એકી વખતે બે વખત વાપરવામાં આવે ત્યારે તેમાંથી 'દરેકનો' અર્થ સૂચિત થાય છે.

## શબ્દકોશ

**ईशः** ( ન. )=પતિ=અધિપઃ
**सप्तम** (વિ. )= સાતમો. (સપ્ત=સાત)
**अमित्रः** ( ન. )=દુશ્મન. ( मित्रम्= મિત્ર, અ=નહિ. )
**रुग्णः** ( ન. )=માંદો માણસ.
**पावकः** ( ન. )=અગ્નિ.
**तक्रम्** ( ના. )=છાસ.
**घृतम्** ( ના. )=ઘી.

**नवनीतम्** ( ના. )=માખણ.
**विकारः** ( ન. )=પરિવર્તન, રૂપાંતર.
**भूतः** ( ન. )=જીવ.
**वात्सल्यम्** ( ના. )=દયા.
**प्रभवः** ( ન. )=મૂળ.
**मौक्तिकम्** ( ના. )=મોતી.
**च** ( અ. )=અને
**दुःखकरः**=દુઃખ આપનાર ( दुःखम्= દુઃખ कृ=કરનાર ).
**पदम्** ( ના. )=પગલું.
**संसर्गः** ( ન. )=સોબત.
**शैलः** ( ન. )=પર્વત.
**आहारः** ( ન. )=ભોજન.

---

न पण्डितः = अपण्डितः
न पथ्यः = अपथ्यः
न मित्रम् = अमित्रः
न आहारः = अनाहारः

---

दुर्जनसंसर्गः = दुर्जनानाम् संसर्गः
मानभङ्गः = मानस्य भङ्गः

---

## મનોયત્ન ૨

'દરેક'ના અર્થમાં નીચે કૌંસમાં આપેલા નામો વાપરો:—

**माणिक्यम् न** ——— ——— । ( **शैल** )
**नवाः आचाराः** ——— ——— । ( **कुल** )
**भिन्ना वाणी** ——— ——— । ( **मुख** )

## મનોયત્ન ૩

વાક્યોનો અર્થ ધ્યાનમાં રાખી पथ्य વિશેષણનો ખાલી રાખેલી જગ્યામ ઉપયોગ કરો:—

**रुग्णानाम् औषधम्** ———
**अपक्वानाम् फलानाम् आहारः** ———
**तडागस्य मधुरम् जलम्** ———
**अजीर्णे भोजनानि** ———
**सूर्यस्य तीक्ष्णाः किरणाः** ———

---

## પાઠ ૩ જો

## ચોથી, પાંચમી અને સાતમી વિભક્તિ

तृप्तेषु भोजनम् वृथा ।
धनाढ्येषु दानम् वृथा ।
देहे चैतन्यम् न ।
सूर्ये अन्धकारः न ।
कौरवाणाम् दुर्योधनः ज्येष्ठः ।
पर्वतेषु हिमालयः श्रेष्ठः ।
पाण्डवानाम् नकुलः कनिष्ठः ।[२]
रुग्णानाम् नेत्रयोः वैवर्ण्यम् ।
कौन्तेयानाम् माद्रीपुत्रयोः वात्सल्यम् ।
यथा वृक्षः तथा फलम् ।
यथा बीजम् तथा अङ्कुरः ।
यथा जनकः तथा पुत्रः ।
शूरस्य मरणम् तृणम् ।
उदारस्य तृणम् वित्तम् ।
निःस्पृहस्य तृणम् विश्वम् ।
अमित्रस्य कुतः सुखम् ।
सज्जनानाम् समागमः अभ्युदयाय ।

परोपकारः पुण्याय, पापाय परपीडनम् ।
खलस्य धनम् मदाय ।
गृहाणि वासाय, न दर्शनाय ।
मयूरस्य केकारवः नराणाम् आह्लादाय ।
सज्जनाय नमः ।
गुरुचरणेभ्यः नमः ।
रामलक्ष्मणाभ्याम् नमः ।[3]
दैत्येभ्यः देवाः न अलम् ।
दुर्जनाय सज्जनः न अलम् ।
कुशलवाभ्याम् रामस्य सैन्यम् न अलम् ।[४]
धनिकानां चोरेभ्यः भयम् ।
वृक्षाणाम् वातात् भयम् ।
मनुष्याणाम् मरणात् भयम् ।
मूषकानाम् मार्जारेभ्यः भयम् ।[५]

---

**નિયમ ૨ જો:**—શ્રેષ્ઠતાવાચક વિશેષણો ( Adjectives in superlative degree ) વાપરવામાં આવે, ત્યારે જે નામના સંબંધમાં શ્રેષ્ઠતા સૂચવવામાં આવી હોય તે નામને છઠ્ઠી અગર સાતમી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

**નિયમ ૩ જો:**—नमः શબ્દનો ઉપયોગ કરતી વખતે જેને નમસ્કાર કરવાના હોય તે વ્યક્તિને ચોથી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

**નિયમ ૪ થો:**—अलम् નો અર્થ 'પુરતું હોવું,' 'શક્તિમાન હોવું,' એવો થતો હોય ત્યારે જેના સંબંધમાં પુરતાં હોય અગર શક્તિમાન હોય તેને ચોથી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

**નિયમ ૫ મો:**—જેના તરફથી ભય ઉત્પન્ન થતો હોય તે પાંચમી વડે દર્શાવાય છે.

## શબ્દકોશ

**तृप्त** ( વિ. )=ધરાયલો.
**कनिष्ठ** ( વિ. )=સૌથી નાનો.
**वैवर्ण्यम्** ( ના. )=ફીકાશ.
**कौन्तेयः** ( ન. )=કુન્તાનો પુત્ર.
**वित्तम्** ( ના. )=પૈસો.
**अमित्रः** ( ન. )=મિત્ર વગરનો.
(अ=નથી मित्रम्=મિત્ર જેનો તે.)
**अभ्युदयः** ( ન. )=આબાદી.
**खलः** ( ન. )=લુચ્ચો માણસ.=शठः
**आह्लादः** ( ન. )=આનંદ.
**वातः** ( ન. )=પવન.
**मूषकः** ( ન. )=ઊંદર.
**मार्जारः** ( ન. )=બિલાડો.

---

**મનોયત્ન ૪**

નીચેના વાક્યોમાં યોગ્ય શબ્દો યોગ્ય વિભક્તિમાં વાપરો:—

( १ ) चौराणाम् —— भयम् ।
( २ ) ———— नमः ।
( ३ ) —— आम्रः श्रेष्ठः, ——— चम्पकः श्रेष्ठः ।
( ४ ) कंसाय —— अलम् ।
( ५ ) व्याघ्राणाम् —— वासः, मनुष्याणाम् —— वासः ।
( ६ ) —— जलं विपुलम्, —— तु अल्पम् ।

---

## પાઠ ૪ થો

### બીજી અને ત્રીજી વિભક્તિ

वसुदेवस्य पुत्रः वासुदेवः ।
इन्द्रस्य पुत्रः ऐन्द्रः ।
धृतराष्ट्रस्य पुत्राः धार्तराष्ट्राः ।
गतस्य शोचनम् न ।
अविद्यस्य कुतः धनम् ।
न तोषात् परमम् सुखम् ।
अनृतात् परम् पातकम् न ।
शीलात् परम् धनम् न ।
दारिद्र्यात् मरणम् वरम् ।
मूर्खसमागमात् निर्जनम् वरम् ।
धिक् कौरवाणाम् शाठ्यम् ।
धिक् खलानाम् दुर्जनत्वम् ।
धिक् प्रहसनम् ।
विनयेन विना ज्ञानम् न ।

बीजम् विना फलम् न ।
कारणात् विना कलहः न ।
गुणैः विहीनाः जनाः मृगैः समानाः ।
नेत्रेण काणः शुक्रः ।
पादेन खञ्जः भिक्षुकः ।
कर्णेन बधिरः आचार्यः ।
अलम् विषादेन ।
अलम् अश्रुपातेन ।
अलम् अधुना संदेहेन ।
अलम् अतिविस्तरेण ।
अहो कर्णस्य औदार्यम् ।
अहो अशोकस्य धर्मपरिपालनम् ।

---

सज्जनानाम् अर्थत्यागः परकल्याणाय ।
संतोषः एव पुरुषस्य परं निधानम् ।
कामः क्रोधः लोभः त्रिविधिम् नरकस्य द्वारम् ।
राम रावणयोः युद्धं रामरावणयोः इव ।

क्षुद्राणाम् धनस्य परित्यागः कामाय, न धर्माय ।
सत्यम् शौर्यम् त्यागः सज्जनानाम् महागुणाः ।
ईश्वरस्य नामपठनम् सर्वथा जनानाम् कल्याणाय ।
मनुजानाम् ज्ञानतः ज्यैष्ठ्यम् ।

---

**નિયમ ૬ ઠ્ઠો:**—धिक् (ધિક્કાર હો) અવ્યયનો પ્રયોગ બીજી વિભક્તિ સાથે કરવામાં આવે છે.

**નિયમ ૭ મો:**—विना અવ્યયનો પ્રયોગ ત્રીજી વિભક્તિના નામ સાથે થાય છે. ઘણી વખત બીજી કે પાંચમી વિભક્તિ સાથે પણ એનો પ્રયોગ કરવામાં આવે છે.

**નિયમ ૮ મો:**—જે અંગ અથવા ઇંદ્રિયમાં ખોડ હોય તે અંગ કે ઇંદ્રિયવાચક શબ્દને ત્રીજી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

**નિયમ ૯ મો:**—अलम् નો અર્થ 'બસ કરવું' (Enough of) થતો હોય ત્યારે એની સાથે સંબંધ ધરાવતો શબ્દ ત્રીજી વિભક્તિમાં વાપરવામાં આવે છે.

## શબ્દકોશ

**गतम्** (ના.)=ગયેલું.
**शोचनम्** (ના.)=શોક.
**अविद्यः** (ન.)=વિદ્યા વગરનો માણસ. (અ=નથી. विद्या=વિદ્યા જેને તે)
**तोषः** (ન.)=સંતોષ.
**अनृतम्** (ના.)=જુઠાણું. (अन्=નહિ. ऋत=સચ્ચાઈ)
**पातकम्** (ના.)=પાપ.
**शीलम्** (ના.)=ચારિત્ર્ય.
**वरम्** (અ.)=સારૂં, ઇચ્છવા યોગ્ય.
**निर्जनम्** (ના.)=એકાંત. (निस्=નહિ. जनः=માણસ, માણસો નથી જ્યાં એવી જગ્યા)
**शाठ्यम्** (ના.)=લુચ્ચાઈ.
**प्रहसनम्** (ના.)=મશ્કરી.
**विहीन्** (વિ.)=વગરનો.
**मृगः** (ન.)=જનાવર.
**काण** (વિ.)=કાણો.
**कामः** (ન.)=ઇચ્છા.
**खञ्ज** (વિ.)=લુલો.
**बधिर** (વિ.)=બહેરો.
**विषादः** (ના.)=શોક, ગમગીની.
**अधुना** (અ.)=હમણાં, હવે.
**अतिविस्तरम्** (ન.)=લંબાણુ.
**औदार्यम्** (ના.)=ઉદારતા.
**अर्थः** (ન.)=પૈસો.
**निधानम्** (ના.)=ભંડાર.
**इव** (અ.)=જેવું.
**मनुजः** (ન.)=માણસ. (मनुः=મનુ. जन्=ઉત્પન્ન થયેલો, મનુમાંથી ઉત્પન્ન થયેલા.)

## रामः † (નરજાતિ)

| | | એકવચન | દ્વિવચન | બહુવચન. |
|---|---|---|---|---|
| પહેલી | વિ. | रामः | रामौ | रामाः |
| બીજી | વિ. | रामम् | रामौ | रामान् |
| ત્રીજી | વિ. | रामेण* | रामाभ्याम् | रामैः |
| ચોથી | વિ. | रामाय | रामाभ्याम् | रामेभ्यः |
| પાંચમી | વિ. | रामात् | रामाभ्याम् | रामेभ्यः |
| છઠ્ઠી | વિ. | रामस्य | रामयोः | रामाणाम् |
| સાતમી | વિ. | रामे | रामयोः | रामेषु |
| સંબોધન | વિ. | राम | रामौ | रामाः |

આપણે अ કારાંત (જેને છેડે अ આવે એવા) નામોના રૂપો આ પાઠોમાં જોયા. ગુજરાતીની માફક સંસ્કૃતમાં જાતિ ત્રણ છે. अ કારાંત વિશેષણનો ઉપયોગ વિશેષ્યનો સંબંધ ધ્યાનમાં રાખી ત્રણે જાતિમાં થાય છે. પરંતુ अ કારાંત નામો માત્ર બે જાતિનાજ—નર અને નાન્યતરના—હોય છે. વિભક્તિના પ્રત્યયો લગાડતી વખતે આ બે જાતિના નામના રૂપમાં માત્ર પહેલી, બીજી અને સંબોધન વિભક્તિમાંજ ફેર પડે છે. એ સિવાયની બીજી પાંચ વિભક્તિના अ કારાંત નામોના રૂપો નર અને નાન્યતર જાતિમાં સરખાં હોય છે. વિદ્યાર્થીને સુગમ થઈ પડે એ માટે વિભક્તિના પ્રત્યયો અને એ પ્રત્યયો લગાડતી વખતે થતાં ફેરફારો આહિં આપવામાં આવ્યા નથી. માત્ર राम શબ્દને એ પ્રત્યયો લગાડી એનાં તૈયાર રૂપો આપ્યા છે. બીજા अ કારાંત નામોના રૂપો વિદ્યાર્થીઓએ એ પ્રમાણે તૈયાર કરી લેવાં.

† આ રૂપો તૈયાર કર્યા પછી વિદ્યાર્થી નિચેનો શ્લોક મુખપાઠ કરશે તો રૂપ મોઢે રાખવા સુગમ થઈ પડશે.

**रामः** राजमणिः सदा विजयते, **रामं** रमेशं भजयते ।<br>
**रामेणा**भिहता निशाचरचमूः **रामाय** तस्मै नमः ॥<br>
**रामात्** नास्ति परायणं परतरं **रामस्य** दासोस्म्यहम् ।<br>
**रामे** चित्तलयं सदा भवतु मे भो **राम** मामुद्धर ॥

**जलम्** ( નાન્યતરજાતિ )

| | | | | |
|---|---|---|---|---|
| પહેલી | વિ. | जलम् | जले | जलानि । |
| બીજી | વિ. | जलम् | जले | जलानि । |

ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી અને સાતમી વિભક્તિમાં जल ના રૂપો राम જેવા છે.

| | | | |
|---|---|---|---|
| સંબોધન | जल | जले | जलानि. |

* राम+इन, આ પ્રત્યય લગાડતી વખતે इन માંના न નો ण થયો છે. न ના આ ફેરફાર માટે ચોક્કસ નિયમ છે અને વિદ્યાર્થીઓએ તે ખાસ ધ્યાનમાં રાખવો.

| | | | |
|---|---|---|---|
| दीर्घ+आनि | दीर्+घ्+अआ+नि | र् અને न् ની વચ્ચે क વર્ગનો અક્ષર અને સ્વર છે. | दीर्घाणि |
| पुरुष+नाम् | पुरुष्+अ+नाम् | ष् અને न् ની વચ્ચે સ્વર છે | पुरुषाणाम् |
| विप्र+इन | विप्+र्+अइ+न | र् અને न् ની વચ્ચે સ્વર છે | विप्रेण |
| मनुष्य+इन | मनु+ष्+यइ+न | ष् અને न् ની વચ્ચે य અને સ્વર છે | मनुष्येण |
| वृक+नाम् | व्+ऋ+क्+नाम् | ऋ અને न् ની વચ્ચે क અને સ્વર છે | वृकाणाम् |

**નિયમ:**—(i) એકજ પદમાં ऋ, ॠ, र् અથવા ष् અને न् ની વચ્ચે क વર્ગનો કોઈ અક્ષર, प વર્ગનો કોઈ અક્ષર, અનુનાસિક અથવા તો य्, व् કે र् પૈકીનો કોઈ પણ વ્યંજન, અગર કોઈ સ્વર આવે તો न् નો ण् કરવામાં આવે છે. માટે ઉપરના દાખલાઓમાં आनि, नाम् અને इन પ્રત્યયોમાંના न् નો ण् થયો છે. એજ પ્રમાણે એકજ પદમાં ऋ, ॠ, र् કે ष् ની પછીતરત न् આવે તોપણ न् નો ण् કરવામાં આવે છે. પદને અંતે न् આવે તો न् નો ण् કરવામાં આવતો નથી.

**મનોયત્ન ૫**

(अ) નીચેના વાક્યોમાં કૌંસમાં આપેલા શબ્દો યોગ્ય વિભક્તિમાં વાપરોઃ–

(१) **अलम् ——— ( उपहासः )**

(२) **यथा —— विना रागः, तथा —— विना नरः**
**( तानम्, मानम् )**

(३) **धिक् मनुजानाम् —— ( आडंबरः )**

(ब) નીચેના સામાસિક શબ્દો છૂટા પાડી લખોઃ—

**मूर्खसमागमः, स्वार्थत्यागः, धर्मसाधनम्, नामपठनम्, धर्मपरिपालनम्।**

**મનોયત્ન ૬** નીચેના ખાનાઓમાં ફુદડી કરી છે ત્યાં ખરા રૂપો લખોઃ—

| નામ | પહેલી દ્વિવચન | છઠ્ઠી દ્વિવચન | ત્રીજી બહુવચન | પાંચમી એકવચન | પહેલી બહુવચન |
|---|---|---|---|---|---|
| नरः | | * | * | | |
| राक्षसः | | | | * | * |
| प्रहसनम् | * | * | | | |
| सज्जनः | | | * | * | |
| तृणम् | | * | | | * |
| तडागः | * | | | * | |

મનોયત્ન ૭

अ

| નામનું રૂપ | रासभाभ्याम् | नयने | कोकिलयोः | समुद्रेभ्यः | हृतम् | तडागौ |
|---|---|---|---|---|---|---|
| વિભક્તિ અને વચન લખો | | | | | | |

ब

| વિશેષણો | રૂપો ઓળખો | વિરૂદ્ધ અર્થવાળું વિશેષણનું એજ રૂપ આપો |
|---|---|---|
| पीनौ | | |
| पक्ष्मात् | | |
| नश्वराणि | | |
| क्षारेषु | | |
| कठोरेण | | |
| मनोहराभ्याम् | | |
| शीतलयोः | | |
| श्वेतैः | | |
| चंचले | | |

# પુનરાવર્તન

## પ્રશ્નપત્ર ૧ લો

૧. નીચેના વાક્યોનું ગુજરાતીમાં ભાષાંતર કરોઃ—

अतिमात्रम् दोषाय ।

त्रिलोचनाय नमः ।

अलम् उत्तरोत्तरेण ।

वित्तस्य विभूषणं पात्रे व्ययः ।

सङ्कटसमये विस्मयः कापुरुषाणाम् लक्षणम् ।

अपथ्यानाम् तु अन्नानाम् परिणामः अतिदारुणः ।

समानशीलव्यसनेषु सख्यम् ।

सज्जनानाम रक्षणाय, धर्मस्य संस्थापनाय, दुर्जनानाम् विनाशाय च ईश्वरस्य प्रादुर्भावः युगे युगे ।

૨. નીચેના વાક્યોમાં યોગ્ય શબ્દ મૂકોઃ—

( १ ) प्रभाते सूर्यस्य प्रकाशः ——, मध्याह्ने तु —— ।
( २ ) दुर्जनानाम् हृदयम् ——, सज्जनानाम् च —— ।
( ३ ) खलानाम् धनम् ——, सुजनानाम् तु —— ।
( ४ ) रासभानाम् चीत्कारः—, किन्तु कोकिलानाम् कूजनम्—— ।
( ५ ) कापुरुषाणाम् —— भयम्, किन्तु शूराणाम् —— तृणम् ।
( ६ ) पुरुषाणाम् स्वरः ——, स्त्रीणाम् च —— ।

૩. નીચેના શબ્દો આપેલા વાક્યોમાં યોગ્ય વિભક્તિમાં અનુક્રમે વાપરોઃ—

नयन, अन्न, शरीरपोषण, मरण, मृग, दैव.



( अयम् ) भिक्षुकः —
अन्धः ।
भिक्षुकः — विना कुशः ।
भिक्षुकः — न अलम् ।
भिक्षुकस्य — न भयम् ।
भिक्षुकस्य जीवनम् न
— अपि समानम् ।
धिक् ——

૪. નીચેના વાકયોમાં આપેલા શબ્દોમાંથી પસંદ કરી યોગ્ય શબ્દો મૂકોઃ—

**पीनौ, मनोहराणि, ह्रस्वौ, पुण्यम्, विरूपम्, भीषणम्, दीर्घाः ।**

( १ ) गुरुचरणानाम् दर्शनम् —— ।
( २ ) राक्षसानाम् भुजौ ——, मुखम् ——, केशाः च —— ।
( ३ ) तडागे कमलानि —— ।
( ४ ) उष्ट्रस्य मुखम् —— ।
( ५ ) उष्ट्रस्य कर्णौ —— ।

૫. નીચેના પદોમાં નિયમ i પ્રમાણે न् નો ण् થતો હોય તો કરો. જ્યાં ન થાય ત્યાં ન થવાના કારણો આપોઃ—

( १ ) व्याघ्र + आ + नाम्
( २ ) हरित + आनि
( ३ ) नश्वर + आ + नाम्
( ४ ) स्वर + आन्
( ५ ) पुरुष + इन
( ६ ) गृह + आनि

---

## શબ્દકોશ.

**अतिमात्रम्** = વધારે પડતું.
**त्रिलोचनः** ( न. )= શંકર ભગવાન. ( त्रि=ત્રણ–लोचन=આંખ, ત્રણ છે આંખ જેની તે )
**कापुरुषः** ( न. )=બાયલો માણસ.
**उत्तरोत्तरम्** ( ના. )=સામો જવાબ.
**क्षुद्रः** ( न. )=હલકી વૃત્તિનો માણસ.
**प्रादुर्भावः** ( न. )=પ્રાગટ્ય.
**विरूप** ( वि. )=બેડોળ.
**व्ययः** ( न. )=વપરાસ.

# ક્રિયાપદ

દરેક વાક્યમાં એક કર્તા અને એક ક્રિયાપદ હોવાં જોઇએ. કર્તા અને ક્રિયાપદ એ વાક્યના મુખ્ય અંગો છે, અને એમાંથી એક ન હોય તો વાક્ય બનતું નથી. કર્તા તરીકે કોઈ નામ અગર સર્વનામ વપરાય છે. નામનો વિચાર આપણે આગલા પાઠોમાં કર્યો. સર્વનામનો વિચાર આપણે પાછળથી કરીશું. વાકયના બીજા અંગ ક્રિયાપદનો વિચાર હવે આપણે કરીએ.

અત્યાર સુધી દરેક વાકયમાં આપણે ક્રિયાપદ વાપર્યું નથી, તો એ વાકય કેમ હોઈ શકે એ પ્રશ્ન સહજ છે. પરંતુ આહિં યાદ રાખવું જોઇએ કે દરેક વાક્યમાં 'છે' ક્રિયાપદ અધ્યાહાર્ય છે. 'હોવું' ધાતુ માટે સંસ્કૃતમાં अस् ધાતુ છે. એના ત્રીજા પુરુષમાં अस्ति, स्तः, અને सन्ति એમ ત્રણ વચનના અનુક્રમે ત્રણ રૂપો છે. આ રૂપો વાકયમાં વપરાય અગર અધ્યાહાર પણ રાખી શકાય. આગલા પાઠોમાં દરેક વાક્યમાં अस् ધાતુના આ રૂપો પૈકી એક રૂપ વાપરી શકાય; અગર ક્રિયાપદને અધ્યાહાર રાખી આપણે જેમ વાકયો લખ્યાં છે તેમ લખાય. આ સિવાયના બીજા ધાતુઓના રૂપો અધ્યાહાર રાખી શકાતા નથી, પરંતુ વાક્યમાં વાપરવા પડે છે.

સંસ્કૃતમાં ક્રિયાપદો મૂળ બે ભાગમાં વહેંચાયા છે. આ બે ભાગો તે **परस्मैपद** અને **आत्मनेपद**: એટલે કેટલાક ધાતુઓ પરસ્મૈપદી હોય છે, અને કેટલાક ધાતુઓ આત્મનેપદી હોય છે. એવાં પણ કેટલાક ધાતુઓ હોય છે કે જે બંને પદમાં એકી સાથે આવી શકે છે. આવા ધાતુઓને **उभयपदी** કહેવામાં આવે છે.

બંને પદમાં ધાતુઓને દશ ભાગમાં ગોઠવવામાં આવ્યા છે. આ દરેક ભાગને **गण** કહે છે. એટલે પરસ્મૈપદમાં આવેલા ધાતુઓને દશ ગણમાં ગોઠવવામાં આવ્યા છે, અને એજ પ્રમાણે આત્મનેપદના ધાતુઓને પણ દશ ગણમાં ગોઠવવામાં આવ્યા છે.

જ્યારે આપણે ક્રિયાપદનો વિચાર કરીએ, ત્યારે ધાતુ કયા પદનો અને

કયા ગણુનો છે તે આપણે પ્રથમ નક્કી કરી લેવું જોઇએ. એના પદનો અને ગણુનો નિર્ણય કર્યા પછીજ એના રૂપો થઈ શકે છે.

પહેલાં આપણે પરસ્મૈપદમાં આવતા ધાતુઓનો વિચાર કરીએ. ક્રિયાપદને કાળના પ્રત્યયો લાગે છે. આ પુસ્તકમાં આપણે **વર્તમાનકાળ** અને **ભૂતકાળ** એમ બે કાળો શિખવાના છે. એ ઉપરાંત આપણે **આજ્ઞાર્થ** અને **વિધ્યર્થ** એમ બે **અર્થ** શિખવાના છે. આપણે **પ્રથમ** વર્તમાનકાળનો વિચાર કરીએ.

પરસ્મૈપદના ધાતુઓ માટે વર્તમાનકાળના પ્રત્યયો આ છે:—

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પહેલો પુરુષ | मि | वः | मः |
| બીજો પુરુષ | सि | थः | थ |
| ત્રીજો પુરુષ | ति | तः | अन्ति |

આ પ્રત્યયો લગાડતા પહેલાં બે નિયમો ધ્યાનમાં રાખવાના છે.

(अ) मि, वः, અને मः પ્રત્યયો પહેલાં **અંગને** છેડે अ આવે તેનો आ કરવો.

(आ) अन्ति પ્રત્યય લગાડતાં પહેલાં અંગને છેડે अ આવે તે अ કાઢી નાંખવો.

આપણે આ પુસ્તકમાં દશ ગણુમાંથી માત્ર ચારજ ગણુ—પહેલો, ચોથો, છટ્ઠો અને દશમો—શિખવાના છે. આ ગણોની નિશાની નીચે પ્રમાણે છે:—

| | | | |
|---|---|---|---|
| ૧ લો ગણુ | अ | ૪ થો ગણુ | य |
| ૬ ટ્ઠો ગણુ | अ | ૧૦ મો ગણુ | अय |

આપણે પહેલાં ચોથા ગણુનો વિચાર કરીએ.

---

## પાઠ ૫ મો

### ચોથો ગણ

ચોથા ગણની નિશાની य છે: એટલે ચોથા ગણના કોઈ પણ ધાતુનું રૂપ તૈયાર કરવું હોય તો ધાતુને य લગાડવામાં આવે છે. આ રીતે તૈયાર થયેલું રૂપ અંગ કહેવાય છે. અંગને પછી કાળના પ્રત્યયો લગાડવામાં આવે છે. જેમકેઃ—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| लुभ् | + | य | + | ति | | =लुभ्यति |
| ( ધાતુ ) | + | ( ગણની નિશાની ) | + | ( કાળનો પ્રત્યય ) | | |
| स्निह् | + | य | + | ति | | =स्निह्यति. |

लुभ्+य+मि=लुभ्+य्+अ+मि=लुभ्+य्+आ+मि ( નિયમ अ )=लुभ्यामि. એજ પ્રમાણે लुभ्+य+वः=लुभ्यावः અને लुभ्+य+मः=लुभ्यामः. વળી लुभ्+य+अन्ति=लुभ्+य्+अन्ति ( નિયમ आ )=लुभ्यन्ति.

लुभ् ના વર્તમાનકાળના રૂપો

| | | |
|---|---|---|
| लुभ्यामि | लुभ्यावः | लुभ्यामः |
| लुभ्यसि | लुभ्यथः | लुभ्यथ |
| लुभ्यति | लुभ्यतः | लुभ्यन्ति |

નીચેના ખાનાઓમાં આપેલા ધાતુઓના રૂપો આ પ્રમાણે તૈયાર કરોઃ-

| तुष्+य+કાળના પ્રત્યયો | लुट्+य+કાળના પ્રત્યયો |
|---|---|
| | |

નીચે આપેલા ધાતુઓના માંગેલા રૂપો તૈયાર કરી લખો.

| ધાતુ | ત્રીજો પુરૂષ એકવચન | ત્રીજો પુરૂષ બહુવચન | પહેલો પુરૂષ દ્વિવચન | બીજો પુરૂષ બહુવચન |
|---|---|---|---|---|
| क्रुध् | | | | |
| शुष् | | | | |
| नृत् | | | | |
| पुष् | | | | |
| स्निह् | | | | |
| हृष् | | | | |
| श्लिष् | | | | |
| द्रुह् | | | | |

| ક્રિયાપદનું રૂપ | રૂપ ઓળખો | અર્થ લખો |
|---|---|---|
| पुष्यन्ति | | |
| तुष्यथः | | |
| कुप्यामः | | |
| क्षुभ्यसि | | |
| श्लिष्यथ | | |

उद्यमेन हि सिध्यन्ति कार्याणि, न मनोरथैः।
पुरुषकारेण विना दैवं* न सिध्यति।
धीरः दुःखेन न क्षुभ्यति।
विह्वलानां* चित्तानि दुःखस्य आगमेन क्षुभ्यन्ति।
परवादेन न तुष्यामः।
सज्जनाः परकीयस्य सुखस्य वृत्तान्तेन तुष्यन्ति।
कापुरुषाः भयस्थानानां* श्रवणमात्रेन मुह्यन्ति।
किं दुःखस्य आगमे मुह्यथ।
पुत्रः जनके स्निह्यति।
छात्राः आचार्येषु स्निह्यन्ति।
रामलक्ष्मणौ भरतशत्रुघ्नयोः स्निह्यतः। [१०]
विहंगमेषु उपलान् अस्यसि।
दुर्जनाः आप्तानाम् अपि कार्येषु विघ्नान् उत्पादयन्ति।
मेघस्य आगमे मयूराः नृत्यन्ति।
निदाघे तडागस्य जलं* सूर्यस्य आतपेन शुष्यति।
रोगैः नरस्य बलं नश्यति।
क्लेशेन चित्तस्य स्वास्थ्यम् अवधानं च नश्यतः।

शङ्करः अनङ्गाय कुप्यति।
आचार्यः असाधुवृत्तेभ्यः शिष्येभ्यः क्रुध्यति।
दुर्जनेभ्यः दुःशीलेभ्यः च कुप्यामि।
जनकः अविनीतम् पुत्रम् अभिक्रुध्यति।
रुग्णाः अकारणम् आप्तान् अपि अभिक्रुध्यन्ति। [११]
अनुतप्तानां पापं* सद्यः एव विनश्यति।
अन्धानां दीपेन किम्।
मूर्खाणाम् उपदेशैः किम्।
अक्षुधितानाम् अन्नेन किम्।
लोचनाभ्यां विहीनस्य दर्पणेन किम्। [१२]
मद्यपाः मदिरापानेन माद्यन्ति।
मादकैः पानैः माद्यामः।
वार्धक्ये अपि नराणां कामः न प्रशाम्यति।
ईश्वरः शरणागतानाम् मनुष्याणाम् अपराधान् क्षाम्यति।
ग्रामात् ग्रामम् भ्राम्यामि।
भिक्षुकः गृहात् गृहम् भ्राम्यति।

---

* નિયમ ii. પદને અંતે म् આવે અને તેના પછી श्, ष्, स्, र् અગર ह् આવે તો म् ને બદલે ं મૂકવામાં આવે છેઃ અને આ સિવાય બીજો કોઈ વ્યંજન આવે તો म् નો ं થાય, અગર એ વ્યંજનના વર્ગનો અનુનાસિક મૂકાય છે.

**કર્તા અને ક્રિયાપદ:**—સંસ્કૃતમાં કર્તા અને ક્રિયાપદને નિકટનો સંબંધ છે. કર્તા જો ત્રીજા પુરૂષમાં હોય તો ક્રિયાપદ પણ ત્રીજા પુરૂષમાં વપરાય છે. તેમજ કર્તા જો એકવચનમાં હોય તો ક્રિયાપદ પણ એકવચનમાં વપરાય છે. કર્તા અને ક્રિયાપદ હંમેશા એકજ પુરૂષ અને એકજ વચનમાં વપરાય છે.

**નિયમ (९):**—ચોથા ગણુની य નિશાની લગાડતા પહેલાં शम्, श्रम्, क्षम्, कम्, क्लम् અને मद् — આ ધાતુઓમાં ઉપાંત્ય ( છેલ્લા વ્યંજનની આગળ ) अ આવે છે તેનો आ કરવો.

**નિયમ ૧૦ મો:**—स्निह् ધાતુ સાથે જેના પ્રત્યે સ્નેહ બતાવવો હોય તે વ્યક્તિ અથવા પદાર્થને સાતમી વિભક્તિમાં વાપરવામાં આવે છે.

**નિયમ ૧૧ મો:**—ક્રોધ, દ્રોહ, અદેખાઈ, કે ઇર્ષ્યા બતાવનાર ક્રિયાપદોનો ઉપયોગ કરતી વખતે, જેના તરફ ક્રોધ, દ્રોહ, અદેખાઈ, કે ઇર્ષ્યાની લાગણી બતાવવામાં આવે તેને ચોથી વિભક્તિમાં મૂકવામાં આવે છે. પરંતુ क्रुध्, द्रुह्, વિગેરે ધાતુઓ સાથે अभि ઉપસર્ગ જોડવામાં આવે તો એ ક્રિયાપદો સકર્મક બને છે, અને તેમની સાથે ચોથી નહી પણ બીજી વિભક્તિ વાપરવામાં આવે છે.

**નિયમ ૧૨ મો:**—किम् નો અર્થ 'શો ઉપયોગ' થાય છે. એ અર્થમાં ઘણીવાર किम् प्रयोजनम्, कः गुणः, અથવા તો कः अर्थः પણ વપરાય છે. સંસ્કૃતમાં આ શબ્દોના ઉપયોગ માટે ચોક્કસ નિયમ છે. જે વસ્તુનો ઉપયોગ હોય તે વસ્તુના નામને ત્રીજી વિભક્તિમાં મૂકવામાં આવે છે; અને જે માણુસને એનો ઉપયોગ હોય તે માણુસ સૂચક શબ્દને છઠ્ઠી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

## શબ્દકોશ

### ચોથા ગણના ધાતુઓ

अस्=ફેંકવું
कुप्=ગુસ્સે થવું
क्रुध्=ક્રોધ કરવો
क्लम्=કંટાળી જવું
क्षम्=માફી આપવી
क्षुभ्=ખળભળવું
तुष्=સંતોષ પામવો
द्रुह्=દ્રોહ કરવો
नश्=નાશ પામવું
नृत्=નાચવું
पुष्=પોષણ કરવું
भ्रम्=ભટકવું
मद्=ગાંડા બનવું
मुह्=મોહ પામવું
लुट्=આળોટવું
लुभ्=લોભ કરવો
शम्=શાંત થવું
शुष्=સુકાવું
श्रम्=થાકી જવું
श्लिष्=ભેટવું
सिध्=સિદ્ધ થવું, પાર પાડવું
स्निह्=સ્નેહ રાખવો
हृष्=હર્ષ પામવું

### શબ્દો

अनङ्गः ( ન. )=કામદેવ
अनुतप्तः ( ન. )=પસ્તાવો થયો છે જેને એવો માણસ
अवधानम् ( ના. )=એકાગ્રતા
अविनीत ( વિ. )=ઉદ્ધત
आगमः ( ન. )=આવવું તે, આગમન
आप्तः ( ન. )=સગાવહાલાં
उपलः ( ન. )=પથ્થર
छात्रः ( ન. )=નિશાળીઓ
दुःशीलः ( ન. )=ખરાબ આચરણ-વાળો માણસ (दुः=ખરાબ शीलं=ચારિત્ર્ય )
निदाघः ( ન. )=ઉનાળો
परवादः ( ન. )=પારકાની નિંદા
पुरुषकारः ( ન )=પુરૂષાર્થ
मद्यपः ( ન. )=દારૂડીઓ ( मद्य=દારૂ पा=પીવું )
मयूरः ( ન. )=મોર
मादक ( વિ. )=કેફી
वार्धकयम् ( ના. )=ઘડપણ
विहंगमः ( ન. )=પક્ષી
सद्यः एव ( અ. )=તરતજ
साधुवृत्त ( વિ )=સારા આચરણ વાળો ( साधु=સારૂં वृत्तं=આચરણ)

न विनीतः=अविनीतः
न कारणम्=अकारणम्
न ऋतम्=अनृतम्
न क्षुधित=अक्षुधितः

---

## મનોયત્ન ૮

નીચે આપેલા શબ્દો ગોઠવી અર્થસૂચક વાક્યો બનાવોઃ—

| | | |
|---|---|---|
| सज्जनाः | तुष्यति | मदिरापानेन |
| मद्यपौ | तुष्यतः | परवादेन |
| लुब्धाः | तुष्यन्ति | गुणैः |
| तापसः | | सत्येन |
| रामकृष्णौ | | अन्नेन |
| भ्रमरौ | | पुष्पैः |
| क्षुधिताः | | कन्दमूलैः |
| दुर्जनः | | धनेन |

१ सज्जनाः तुष्यन्ति गुणैः ।

२ ______

३ ______

४ ______

५ ______

६ ______

७ ______

८ ______

*९ ______ तुष्यति

*१० ______ तुष्यतः

*११ ______ तुष्यन्ति

---

* તમને ગમે તે શબ્દો મુકી પૂરક્ડીવાળા વાક્યો લખો.

**મનોયત્ન ૯**

કૌંસમાંથી યોગ્ય શબ્દ પસંદ કરી અર્થસૂચક વાકયો બનાવો:—

( १ ) **आचार्यः शिष्येषु** —— । ( **स्निह्यामः, स्निह्यति, स्निह्यथ** )
( २ ) **सुजनाः सत्त्वेषु** —— । ( **स्निह्यावः, स्निह्यति, स्निह्यन्ति** )
( ३ ) **रुग्णाः** —— **स्निह्यन्ति** । ( **भेषज, अन्न, मरण** )
( ४ ) **भ्रमरः** —— **स्निह्यति** । ( **जल, कुसुम, गृह** )

નીચેના વાકયો સંસ્કૃતમાં લખો:—

(૧) હું બાળકો પર સ્નેહ રાખું છું.
(૨) તમો બાળકો પર સ્નેહ રાખતા નથી.
(૩) સારો માણુસ બાળકોપર સ્નેહ રાખે છે.
(૪) દુર્જન માણુસો બાળકપર સ્નેહ રાખતા નથી.

**મનોયત્ન ૧૦**

નીચેના વાકયોમાં કૌસમાંના શબ્દો યોગ્ય વિભક્તિમાં વાપરો:—

( १ ) **तापसानाम्**—— **किम्** ( **आभरण** )
( २ ) ———— **औषधेन किम्** ( **निरुज** )
( ३ ) ——— ——— **किम्** ( **जल, अतृषित** )
( ४ ) ———— **दानेन किम्** } ગમે તે શબ્દ મૂકો
( ५ ) ———— ——— **किम्** }

---

# પાઠ ૬ ઠ્ઠો

## છઠ્ઠો ગણ

છઠ્ઠા ગણુની નિશાની अ છે. ધાતુને अ નિશાની લગાડ્યા પછીજ તેને કાળના પ્રત્યયો લગાડવામાં આવે છે: જેમકે, सृज्+अ+ति=सृजति. પણ

खिद्+अ+ति=खि+न्*+द्+अति=खिन्दति

सिच्+अ+ति=सि+ञ्*+च्+अति=सिञ्चति

लुप्+अ+ति=लु+म्*+प्+अति=लुम्पति

---

* અનુનાસિક માટે સંસ્કૃતમાં એવો નિયમ છે કે અનુનાસિક પછી તરત જે વ્યંજન આવતું હોય તે વ્યંજનના વર્ગનો અનુનાસિક અક્ષર મૂકાય છે.

નિયમ ( ઈ ) છઠ્ઠા ગણની અ નિશાની લગાડતા પહેલાં विद्, सिच्, कृत्, मुच्, लुप्, लिप्, खिद्—આ ધાતુઓમાં ઉપાંત્યે અનુનાસિક ઉમેરવામાં આવે છે.

આ નિયમો ધ્યાનમાં રાખી છઠ્ઠા ગણના નીચે આપેલા ધાતુઓના રૂપો તૈયાર કરોઃ—

| सृज् | मुच् |
| --- | --- |
| | |

નીચેના ખાનામાં જ્યાં ફૂદડી હોય ત્યાં રૂપો બનાવી લખોઃ—

| ધાતુ | ત્રીજો પુ. બહુવચન | પહેલો પુ. એકવચન | પહેલો પુ. દ્વિવચન | બીજો પુ. દ્વિવચન |
| --- | --- | --- | --- | --- |
| तुद् | * | | * | |
| खिद् | | * | | * |
| लिप् | | | * | |
| प्रच्छ् | * | * | | |
| उञ्छ् | | * | * | |
| इष् ( इच्छ् ) | | * | | |
| सिच् | * | | | * |

वसिष्ठः दिलीपं कुशलम् पृच्छति ।
मित्राणि अनामयम् पृच्छामि ।
संसारे जनाः सुखम् इच्छन्ति ।
दुर्जनः शठः च* कलहम् इच्छतः ।
दुर्जनानाम् अपि कल्याणम् इच्छामः ।
पतङ्गः प्रदीप्तं ज्वलनं नाशाय प्रविशति ।
स्वप्ने अपि वचनस्य भङ्गं न इच्छसि ।
सुप्तस्य सिंहस्य मुखे मृगाः न प्रविशन्ति ।
विटपेषु उपविशन्ति शाखामृगाः ।
वेत्रासने उपविशति आचार्यः ।
हस्ताभ्याम् नेत्रे स्पृशामि शयनत्यागकाले ।
रामलक्ष्मणौ दशरथस्य पादौ स्पृशतः ।
इन्द्रियाणाम् अनिग्रहात् नरः पतनं स्पृशति ।
देवस्य चरणौ दिने दिने स्पृशथ ।
पादपाः पुष्पाणि सृजन्ति ।
ईश्वरः विहाराय विश्वं सृजति ।
वन्यानि अपि सत्त्वानि नैसर्गिकं वैरम् उत्सृजन्ति क्रीडारङ्गे ।

कुशिष्याः आचार्यम् अधिक्षिपन्ति ।
कुपुत्रः जनकम् अपि अधिक्षिपति ।
गुरुचरणान् सुजनान् च* न अधिक्षिपथ ।
खलानां संसर्गः सकलानां कल्याणानां कुलं क्षिपति ।
हलेन क्षेत्रं कृषसि ।
सज्जनाः आचारेण एव धर्मम् उपदिशन्ति, न प्रवचनैः ।
क्रोधेन अधरः स्फुरति ।
शुभानाम् आगमे पुरुषस्य दक्षिणः भुजः स्फुरति ।
मेघः पादपेषु जलं सिञ्चति ।
मालाकाराः प्रतिदिनम् आरामे पादपान् जलेन सिञ्चन्ति ।
ईश्वरस्य अनुग्रहेण जनाः सुखं विन्दन्ति ।
वार्धक्ये अपि रागः मोहः च* नरान् न मुञ्चतः ।
शोकः मनुजस्य अंतःकरणं कृन्तति ।
क्रोधः कलहः च* मनुष्याणां हृदयं कृन्ततः ।
प्रज्वलितः दीपः अन्धकारं विलुम्पति ।
विद्यामंदिरस्य उपवने जलं सिञ्चामः ।

---

* સંસ્કૃતમાં બે નામો 'અને' ઉભયાન્વયીથી જોડાયાં હોય તો च બંને નામોની પછી એક વાર પણ મૂકવામાં આવે છે. ( સરખાવો ફૂટનોટ પા. ૫ )

## શબ્દકોશ

### છઠ્ઠા ગણના ધાતુઓ

इष् [ इच्छ् ]=ઇચ્છા કરવી
उञ्छ्=વીણવું
कृत्=કાપવું
कृष्=ખેંચવું
क्षिप्=ફેંકવું, નાશ કરવું
 अधि+क्षिप्=અપમાન કરવું, હલકા પાડવું
खिद्=ખેદ પામવું
तुद्=દુઃખ આપવું, ઈજા કરવી
दिश्=બતાવવું
 उप+दिश्=ઉપદેશ આપવું
प्रच्छ् [ पृच्छ् ]=પુછવું
मुच्= છોડવું
लिख्=લખવું
लिप्=ઘેરી વળવું
लुप्=નાશ કરવો
विद्=જાણવું
विश्=દાખલ થવું
 उप+विश्=બેસવું
सिच्=સિંચવું
स्फुर्=ફરકવું.
सृज्=ઉત્પન્ન કરવું
 उद्+सृज्=છોડી દેવું
स्पृश्=અડકવું.

### શબ્દો

अधरः ( ન. )=નીચલો હોઠ
अनामयम् ( ના. )=તંદુરસ્તી (अन्= નહિ आमयम्=રોગ )
अनिग्रहः ( ન. )=અંકુશનો અભાવ ( अ=નહિ, निग्रहः=અંકુશ )
आरामः ( ન. )=બગીચો
उपवनम् ( ના. )=બગીચો
क्रीडारंगः ( ન. )=સરકસ
कुलम् ( ના. )=કુટુંબ
कुशिष्यः ( ન. )=ખરાબ વિદ્યાર્થી ( कु=ખરાબ )
ज्वलनः ( ન. )=અગ્નિ, જ્વાલા
नैसर्गिक ( વિ. )=સ્વભાવથીજ જન્મેલું
पतङ्गः ( ન. )=પતંગિયું
प्रज्वलित ( વિ. )=બળતો
पादपः ( ન. )=ઝાડ
मालाकारः ( ન. )=માળી
वन्य ( વિ. )=જંગલી
विटपम् ( ના. )=ડાળી
विद्यामंदिरम् ( ના. )=નિશાળ
वेत्रासनम् ( ના. )=નેતરની ખુરસી
शठः ( ન. )=લુચ્ચો માણસ
शाखामृगः ( ન. )=વાંદરો
सत्त्वः ( ન. )=પ્રાણી

### મનોયત્ન ૧૧

નીચેના શબ્દોનો ઉપયોગ કરી કોઈપણ પાંચ અર્થસૂચક વાક્યો બનાવોઃ—

| | | | |
|---|---|---|---|
| १ | जनाः | दुग्धम् | |
| २ | वैद्याः | सुखम् | |
| ३ | क्षुधितः | धनम् | इच्छति |
| ४ | तृषितः | रोगान् | इच्छतः |
| ५ | धनिकाः | तृणम् | इच्छन्ति |
| ६ | दरिद्राः | मदिरापानम् | |
| ७ | आचार्यः | अन्नम् | |
| ८ | बिडालः | मांसखण्डानि | |
| ९ | रुग्णाः | जलम् | |
| १० | सिंहः | अपूपम् | |

१ ……………………………………

२ ……………………………………

३ ……………………………………

४ ……………………………………

५ ……………………………………

### મનોયત્ન ૧૨

નીચે આપેલા શબ્દો યોગ્ય રીતે ગોઠવી અર્થસૂચક વાક્યો બનાવોઃ—

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | विह्वलाः | अन्नानाम् | आगमेन | क्षुभ्यति |
| ૨ | कापुरुषः | युद्धस्य | श्रवणेन | क्षुभ्यतः |
| ૩ | मूषकाः | चौराणाम् | दर्शनेन | क्षुभ्यन्ति |
| ૪ | रुग्णः | बिडालानाम् | | |
| ५ | बालाः | दुःखस्य | | |

૧ ________________________________

૨ ________________________________

૩ ________________________________

૪ ________________________________

૫ ________________________________

*૬ ________________________________ क्षुभ्यति

*૭ ________________________________ क्षुभ्यतः

*૮ ________________________________ क्षुभ्यन्ति

## અનોયત્ન ૧૩

(૧) નીચેના વાક્યો સંસ્કૃતમાં લખોઃ—

તે નાચે છે.
તે રોજ નાચે છે.
મોર નાચે છે.
મોર ચોમાસામાં નાચે છે.
ચોમાસામાં મોર આનંદથી નાચે છે.

(૨) હું સ્પર્શ કરૂં છું.
હું દરરોજ સ્પર્શ કરૂં છું.
હું દરરોજ સવારમાં સ્પર્શ કરૂં છું.
હું દરરોજ સવારમાં પિતાના પગને સ્પર્શ કરૂં છું.
સારા છોકરાઓ દરરોજ સવારમાં પિતાના પગને સ્પર્શ કરે છે.

---

* તમને ગમે તે શબ્દો મૂકી ફૂદડીવાળા વાક્યો લખો.

# પાઠ ૭ મો

## ૧ લો ગણ

भजामि पुष्पैः सततं गणेशम् ।
दुर्जनाः प्रियाणि किन्तु अपथ्यानि वचनानि वदन्ति ।
दैवम् प्रधानम् इति कापुरुषः निर्व्यापारः च* वदतः ।
प्रातः जनकस्य चरणयोः पतामः।
नेत्राभ्यां जलम् पतति ।
धीराः धर्ममार्गात् न विचलन्ति।
सज्जनानाम् वाक्यम् न कदाचित् चलति ।
वृक्षाः स्वयम् फलानि न खादन्ति।
क्षुधितः अपि सिंहः तृणं न खादति ।
पण्डितानाम् समाजे मूर्खाः मौनम् भजन्ति ।
गर्वेण पूर्णाः जनाः देवेभ्यः न प्रणमन्ति ।
कुलस्य श्रुतस्य च* अनुरूपाणि आचरणानि किं न आचरसि।
दुर्बलान् च दुर्गतान् च* बाहुबलेन रक्षामः ।
गोपालः अजपोतं स्कन्धेन वहति ।
काष्ठभारम् मस्तकेन वहामः। १३
निर्लज्जं स्वमहत्वं जल्पथ ।
खञ्जः त्वरितं न धावति ।
याचकाः भिक्षादानाय गृहात् गृहम् अटन्ति ।
काकानाम् संपर्केण पिकाः मधुरं रुतं न त्यजन्ति ।
राष्ट्रस्य रक्षणार्थम् प्राणान् अपि त्यजामः ।
पतङ्गस्य उदये पुण्डरीकं विकसति ।
शुकाः मनुजानां वचनानि अनुपठन्ति ।
मृगा मृगैः सङ्गम् अनुव्रजन्ति ।
तापसाः वने वसन्ति ।
उत्तरध्रुवप्रदेशेषु जनाः हिमैः निर्मितेषु गृहेषु वसन्ति ।
कैलासम् अधिवसति शंकरः ।
कमलम् अधिवसन्ति भ्रमराः। १४
दुर्जनाः मित्राणि त्यजन्ति, न सज्जनाः ।
परोपकाराय फलन्ति वृक्षाः ।

---

* જુઓ ફૂટનોટ પા. ૫.

वसन्ते कोकिलः आम्रवृक्षे कूजति ।
क्रोधः मनुष्याणाम् अङ्गानि दहति ।
दुर्जनाः सुजनानां सुकृत्यानि अपि निन्दन्ति ।
किं वृथा गृहात् गृहम् भ्रमथ ।
अन्नार्थं केवलं न जीवामः ।
सूर्योदये विहगाः सुमधुरैः कूजनैः रविदेवम् प्रशंसन्ति ।
पुत्रेभ्यः जनकः रामायणं शंसति ।
मित्राय रहस्यम् अपि शंसामि ।
उपाध्यायः सदाचारस्य गौरवं शिष्येभ्यः शंसति । १५

---

**નિયમ ૧૩ મો:**—'ઉંચકી જવું' એવા અર્થસૂચક ધાતુઓ સાથે જે અંગપર ઊંચકી જવામાં આવે તે અંગસૂચક શબ્દને ત્રીજી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

**નિયમ ૧૪ મો:**—वस् ધાતુ સાથે अधि ઉપસર્ગ જોડતાં તે સકર્મક બને છે, અને તેથી તેની સાથે સ્થાનવાચક શબ્દ બીજી વિભક્તિમાં વપરાય છે (સરખાવો નિયમ ૧૧).

**નિયમ ૧૫ મો:**—शंस्, कथ् વગેરે 'કહેવું' એવા અર્થવાળા ધાતુઓ વાપરતી વખતે જે વ્યક્તિને કહેવું હોય તે વ્યક્તિને ચોથી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

---

સંસ્કૃતમાં ભાષાંતર કરો:—

(૧) હું ગુસ્સે થાઉં છું.
હું હંમેશા ગુસ્સે થતો નથી.
અમે બાળકો પર ગુસ્સે થતા નથી.
હું ખરાબ બાળકો પર ગુસ્સે થાઉં છું.
સારા માણસો દુર્જન માણસો પર ગુસ્સે થતા નથી.

(૨) તું મેળવે છે.
તું સુખ મેળવે છે.
તું પૈસાથી સુખ મેળવે છે.
હું સારા માણુસોની સોબતથી સુખ મેળવું છું.
બાળકો દુર્જન માણુસની સોબતથી સુખ મેળવતા નથી.

(૩) તમો દાખલ થાઓ છો.
તમો ઘરમાં દાખલ થાઓ છો.
ચોરો ઘરમાં દાખલ થાય છે.
ચોરો રાત્રે (नक्तम्) ઘરમાં દાખલ થાય છે.

(૪) સારા બાળકો જનાવરો પર પણ સ્નેહ રાખે છે.
(૫) જ્ઞાન વિના સુખ નથી.
(૬) મૂર્ખાઓને પુસ્તકોનો શો ઉપયોગ ?
(૭) દીવાથી અંધકાર નાશ પામે છે.
(૮) ઉદ્યમથી અમે ધન મેળવીએ છીએ.
(૯) સારા કાર્યોથી માણુસો સુખ મેળવે છે.
(૧૦) તું દડાવડે બાળકો સાથે રોજ રમેછે .
(૧૧) રોજ સવારે અને સાંજે તમો રાંધો છો.
(૧૨) ઘડપણુમાં શરીરનું સૌંદર્ય નાશ પામે છે.
(૧૩) સિંહ ભૂખ્યો હોવા છતાં ઘાસની ઇચ્છા કરતો નથી.

પહેલા ગણુની નિશાની अ છે, માટે पत्+अ+ति=पतति એવું રૂપ થાય છે. છઠ્ઠા ગણુની અને પહેલા ગણુની નિશાની સરખી હોવાથી બંને ગણોમાં કેટલીક વાર ફેર દેખાતો નથી, પણ એ બે વચ્ચે મહત્વનો ફેર છે. અત્યાર સુધી આપણે એવા ધાતુઓ લીધા છે કે જેમાં એ ફેરફાર માલમ પડતો નથી. હવે આપણે એવા ધાતુઓ લઇએ કે જેમાં આ ફેરફાર ખાસ નોંધવા જેવો છે. દાખલા તરીકે:—

बुध् + अ + ति = ब् + उ + ध् + अति = ब् + ओ + धति=बोधति
वृत् + अ + ते = व् + ऋ + त् + अते = व् + अर् + तते=वर्तते
कॢप् + अ + ते = क् + ऌ + प् + अते = क् + अल् + पते=कल्पते
जीव्+ अ + ति = ज् + ई + व् + अति = ज् + ई + वति=जीवति
नी + अ + ति = न् + ई + अति = न् + ए + अति=नयति*
भू + अ + सि = भ् + ऊ + असि = भ् + ओ + असि=भवसि*
हृ + अ + सि = ह् + ऋ + असि = ह् + अर् + असि=हरसि

ઉપરના દાખલાઓ જોતાં માલમ પડશે કે કોઇપણ ધાતુને છેડે સ્વર આવે, પછી તે હ્રસ્વ હોય કે દીર્ઘ, તો તેને બદલે કોઈ બીજોજ સ્વર મૂકવામાં આવે છે. ઉપરના દાખલાઓમાં इ કે ई ને બદલે ए, उ કે ऊ ને બદલે ओ, ऋ કે ॠ ને બદલે अर्, અને ऌ ને બદલે अल् મૂકવામાં આવ્યો છે.

કેટલાક ધાતુઓને છેડે સ્વર નથી પણ વ્યંજન છે. આ વ્યંજનની આગલો અક્ષર (ઉપાંત્ય) હ્રસ્વ સ્વર છે, અને ત્યાં પણ આવોજ ફેરફાર કરવામાં આવ્યો છે. પરંતુ ઉપાંત્ય દીર્ઘસ્વરમાં કંઈ પણ ફેરફાર કરવામાં આવ્યો નથી. સંસ્કૃતમાં આ ફેરફાર ઘણો મહત્વનો છે, અને એટલા માટેજ પહેલા ગણુનો अ અને છઠ્ઠા ગણુનો अ સરખાં નથી.

* પાસેના પાનાપર સંધિ નિયમ વાંચો.

**નિયમ ( ૩ )—પહેલા ગણની अ નિશાની લગાડતા પહેલાં ધાતુને છેડે કોઈપણ સ્વર હોય, અગર ઉપાંત્ય હ્રસ્વ સ્વર હોય, તો તેનો गुण કરવામાં આવે છે: એટલે કે इ અગર ई ને બદલે ए, उ અગર ऊ ને બદલે ओ, ऋ અગર ॠ ને બદલે अर्, અને ऌ ને બદલે अल् મૂકવામાં આવે છે.**

આ નિયમ ધ્યાનમાં રાખી ह ના રૂપ हरामि વિગેરે થાય છે. એજ પ્રમાણે जृ ના जरामि, बुध ના बोधामि, रुह् ના रोहामि, वृत् ના वर्ते, क्लृप् ના कल्पे અને जीव् ના जीवामि વગેરે થાય છે. नी તથા भू ધાતુના રૂપો બનાવતી વખતે આપણે જોઈએ છીએ કે બે સ્વરો ( न् + ए + अ + ति ) ભેગા થાય છે. સંસ્કૃતમાં બે સ્વરો ભેગા થાય એટલે એની સંધિ થવીજ જોઈએ; માટે આ બે સ્વરોને જોડી દેવા જોઈએ.

| | |
|---|---|
| न् + ए + अ + ति | भ् + ओ + अ + ति |
| न् + अय् + अ + ति = नयति | भ् + अव् + अ + ति = भवति |
| ग् + ऐ + अ + ति | द्र् + ओ + अ + ति |
| ग् + आय् + अ + ति = गायति | द्र् + अव् + अ + ति = द्रवति |

**સંધિ નિયમ:—** ए, ऐ, ओ, કે औ પછી કોઈપણ સ્વર આવે તો ए ને બદલે अय्, ऐ ને બદલે आय्, ओ ને બદલે अव्, અને औ ને બદલે आव् મૂકવામાં આવે છે.

પહેલા ગણના ધાતુઓમાં વ્યાકરણના આ નિયમાનુસાર ફેરફાર થવા ઉપરાંત કેટલાક ધાતુઓમાં અનિયમિત ફેરફાર પણ થાય છે. વિદ્યાર્થીઓએ ધાતુ અને તેના આ ફેરફાર ( आदेश ) યાદ રાખવાં.

| ધાતુ | આદેશ | ધાતુ | આદેશ |
|---|---|---|---|
| गम् | गच्छ् | पा | पिब् |
| घ्रा | जिघ्र् | स्था | तिष्ठ् |
| दृश | पश्य् | दा | यच्छ् |

આ નિયમો ધ્યાનમાં રાખી નીચેના ધાતુઓ ના રૂપો તૈયાર કરો.

| बुध् | नी |
| --- | --- |
| | |

| भू | गै |
| --- | --- |
| | |

નીચેના ધાતુઓમાં જ્યાં ગુણ થતો હોય ત્યાં ગુણ કરો:—

| | | |
| --- | --- | --- |
| रुह् + अ + तस् | र्+उ+ह्+अ=र्+ओ+ह्+अ+तस् | रोहतः |
| स्मृ + अ + थ | | |
| क्रीड् + अ + थ | | |
| जि + अ + वस् | | |
| सृप् + अ + मस् | | |
| निन्द् + अ + अन्ति | | |

નીચેના ધાતુઓના માંગેલા રૂપો તૈયાર કરોઃ—

| ધાતુ | પહેલો પુરૂષ એકવચન | બીજો પુરૂષ દ્વિવચન | ત્રીજો પુરૂષ બહુવચન |
|---|---|---|---|
| ध्यै | | | |
| जि | | | |
| रुह् | | | |
| स्मृ | | | |
| क्रीड् | | | |
| ह्वे | | | |
| घ्रा | | | |
| सृप् | | | |

सूर्यः उदयं गच्छति ।
दुष्कर्मैः विनाशं गच्छामः ।
द्वौ अश्वौ रथं नयतः ।
कौशिकः दिवा न पश्यति ।
रथः द्वाभ्यां चक्राभ्यां गच्छति ।
बीजेभ्यः उद्गच्छन्ति वृक्षाः ।
कारणात् विना कार्यं न प्रभवति ।
जलचराः स्थले न प्रभवन्ति ।
गजस्य कपोलात् मदः स्रवति ।
रोगैः क्लेशेन च शरीरं क्षयति ।
धैर्येण दुर्गाणि तरन्ति नराः ।
नाविकाः उडुपं समुद्रतटं नयन्ति ।
ईश्वरः सर्वभूतानां हृदये तिष्ठति ।
पण्डितानां समागमेन शास्त्रम् बोधामि ।
वृद्धानां जीवितं विषमम् भवति ।
सुरूपाणां सकलम् अलंकारः भवति ।

विहगाः प्रातः मधुरेण स्वरेण गायन्ति ।

जनाः कुसुमानाम् आमोदं जिघ्रन्ति उपवने ।

सूर्यस्य आतपेन पीडिताः जनाः वृक्षान् आश्रयन्ति, विश्रान्तिसुखं च अनुभवन्ति ।

वृक्षाः फलानाम् आगमेन नम्राः भवन्ति ।

ईश्वरस्य प्रसादेन विषम् अपि अमृतं भवति ।

तुमुले अन्धकारे दीपेन विना न पश्यामः ।

उष्ट्रः सकृदेव प्रभूतं जलं पिबति ।

ग्रीष्मे म्लायन्ति कुसुमानि ।

कीटः पुष्पाणां सङ्घात् मस्तकम् आरोहति ।

निखिलं द्रव्यम् पीडितेभ्यः यच्छथ ।

सुज्ञाः दुर्जनेभ्यः प्रतिवचनं न यच्छन्ति । १६

काव्यशास्त्रविनोदेन सज्जनानां कालः गच्छति ।

ग्रामोपान्ते स्थितेषु उपवनेषु सायंकाले विश्रान्तिसुखम् अनुभवामः ।

निर्धनानाम् दुःखस्य श्रवणेन सज्जनानां हृदयानि आतपेन घृतम् इव द्रवन्ति ।

मृगाः वनेषु अपरिग्रहाणि तोयानि पिबन्ति ।

निदाघे आतपस्य दुःखशमनाय जींबीररसम् पिबसि ।

सर्वदेवनमस्कारं केशवं प्रति गच्छति ।

सायंकाले खगाः वृक्षेषु नीडान् उपसर्पन्ति ।

यमः प्राणान् हरति, वैद्यः तु प्राणान् च धनानि च हरति ।

देवपादपानां दर्शनाय दूतः द्वारे तिष्ठति ।

---

**નિયમ ૧૬ મો:**—જ્યારે કોઇને આપવાનો અર્થ સૂચવવો હોય, ત્યારે જે વ્યક્તિને આપવાનું હોય તે વ્યક્તિને ચોથી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

---

સંસ્કૃતમાં ભાષાંતર કરો:—

( ૧ ) ભમરાઓ એક ફુલ પરથી બીજા ફુલ પર રખડે છે.

( ૨ ) હું આંખો વડે જોઉ છું, પગો વડે દોડું છું, અને હાથો વડે લખું છું.

( ૩ ) દુર્જન માણસોના સંસર્ગથી સારા માણસો પોતાનો સ્વભાવ છોડતા નથી.

( ૪ ) દુઃખના સમયમાં મિત્રો પણ માણસને છોડી જાય છે.

( ૫ ) મૂર્ખાઓ સજ્જન માણસોના ઉપદેશથી રાજી થતા નથી.

( ૬ ) શું માણસો ખાવા માટેજ જીવે છે ?

( ૭ ) સાપ દુધ પીએ છે અને ઝેર ઓકે છે.

( ૮ ) ડાહ્યા માણસો અક્કલથી સંકટો તરી જાય છે.

( ૯ ) ચોમાસામાં આકાશમાં વાદળાઓ ગર્જના કરે છે.

(૧૦) હાથી સૂંઢ વડે ખોરાક અને પાણી લે છે.

(૧૧) હાથી જાડો છે, છતાં તે લડાઈમાં ઝડપથી દોડે છે.

(૧૨) ઊનો દેવતા હાથને બાળે છે; રાખનો ઢગલો બાળતો નથી.

(૧૩) અશુભ પ્રસંગ આવતાં પુરુષની ડાબી આંખ ફરકે છે.

(૧૪) બહાદુર પુરુષો શરૂ કરેલું કામ છોડી દેતાં નથી.

(૧૫) ભુખ્યા માણસો અન્નને જોઈને ગાંડા બને છે.

---

## શબ્દકોશ

### ૧ લા ગણના ધાતુઓ

**अट्**=ભટકવું

**कस्+वि**=ખીલવું

**क्रीड्**=રમવું

**कूज्**=કૂજન કરવું, ટહુકવું

**खाद्**=ખાવું

**चर्+आ**=આચરણ કરવું

**चल्+वि**=ખસી જવું, ફરી જવું

**जल्प्**=બોલવું

**जीव्**=જીવવું

**त्यज्**=છોડી દેવું

**दह्**=બાળવું

**धाव्**=દોડવું

**नम्+प्र**=નમન કરવું

**निन्द्**=નિંદા કરવી

**पत्**=પડવું

**पठ्**=ભણવું

**अनु+पठ्**=બોલેલું બોલવું

**फल्**=ફળ આપવું

भज्=આશરો લેવો, ભજવું
भ्रम्=ભટકવું
रक्ष्=રક્ષણ કરવું
वद्=બોલવું
वस्+अधि=રહેવું
वह्=ઉંચકી જવું
शंस्=કહેવું
क्षि=ઘસાવું
गम् ( गच्छ् )=જવું
  उद्+गम्=ઉત્પન્ન થવું
घ्रा ( जिघ्र् )=સુંઘવું
जि=જીતવું
तॄ=તરવું
दा ( यच्छ् )=આપવું
द्रु=પીગળવું
दृश् ( पश्य )=જોવું
ध्यै=ધ્યાન ધરવું
नी=લઈ જવું, દોરવી જવું

पा ( पिब् )=પીવું
बुध्=જાણવું
भू=હોવું
  अनु+भू=અનુભવ કરવો
  प्र + भू=શક્તિમાન હોવું
म्लै=કરમાવું
यम्+नि ( नियच्छ् )=વશ કરવું, કબજે કરવું
रुह्=ઊગવું
  आ + रुह्=ચઢવું
श्रि + आ=આશરો લેવો
स्नु=ઝરપવું
सृ=ખસવું
  उप+सृप्=આવવું, ની તરફ જવું
स्था ( तिष्ठ् )=ઊભા રહેવું
स्मृ=યાદ કરવું
हृ=લઈ જવું
ह्वे+आ=બોલાવવું

---

अजपोतम्=બકરીનું બચ્ચું ( अजः બકરો पोतः =બચ્ચું )
अनुरूप ( વિ. )=યોગ્ય
गौरवम् ( ના. )=મહત્વ
त्वरितम् ( અ. )=ઉતાવળે
धीरः ( ન. )=બહાદુર માણસ
निर्मित ( વિ. )=બનાવેલું
निर्लज्जम् ( અ. )=શરમ વગર
निर्व्यापार ( વિ. )=આળસુ
पतङ्गः ( ન. )=સૂર્ય
प्राणः (ન.)=પ્રાણ (પ્રાણ શબ્દ હંમેશા સંસ્કૃતમાં બહુવચનમાં વપરાય છે)
पिकः ( ન. )=કોયલ
पुण्डरीकम् ( ના. )=કમળ
रहस्यम् ( ના. )=ખાનગી વાત
रुतम् ( ના. )=ટહુકાર
श्रुतम् ( ના. )=વિદ્યા

**अपरिग्रह** ( वि. )=કોઈની માલકી-વિનાનું

**आमोदः** ( न. )=સુવાસ

**उडुपम्** ( ना. )=હોડી

**कीटः** ( न. )=કીડો

**कौशिकः** ( न. )=ઘુવડ

**खगः** ( न. )=પક્ષી

**ग्रामोपान्तम्**=ગામની પાદરે ( ग्राम =ગામ उपान्त=છેડો )

**घृतम्** ( ना. )=ઘી

**जलचरः** ( न. )=પાણીમાં રહેનાર પ્રાણી ( जलम्=પાણી चर्=ફરવું )

**जंबीररसः** ( न. )=લીંબુનો રસ

**तुमुल** ( वि. )=ગાઢ

**तोयम्** ( न. )=પાણી

**दिवा** ( अ. )=દિવસે

**दुर्गम्** ( न. )=સંકટ

**देवपादः** ( न. )=મહારાજ

**निखिल**( वि. )=આખું

**निदाघः** ( न. )=ઉનાળો

**नीडः** ( न. )=માળો

**प्रतिवचनम्** ( ना. )=જવાબ

**प्रतिवातः** ( न. )=સામો પવન

**प्रभूत** ( वि. )=ઘણું

**प्रसादः** ( न. )=મહેરબાની.

**भूतम्** ( ना. )=પ્રાણી

**शमनम्** ( ना. )=મટાડવું, શાંતિ

**सकृदेव** ( अ. )=એકીવખતે

**संपर्कः** ( न. )=સંસર્ગ, મેળાપ

**सुज्ञः** ( न. )=ડાહ્યો માણસ

**स्थित** ( वि. )=આવેલું

---

જનાવર=**मृगः**

દડો=**कन्दुकः**

વાંદરો=**वानरः**

---

લખવું=**लिख्** ( १ ग. )

અક્કલ=**बुद्धिबलम्, बुद्धिचातुर्यम्**

સૂંઢ=**करः**

લેવું=**हृ+आ** ( १ ग. )

ઉનો=**उष्ण**

દેવતા=**अङ्गारः**

ઢગલો=**चयः**

રાખ=**भस्मम्**

ડાબી=**वाम**

શરૂ કરેલું કામ=**प्रारब्धम्**

---

# પાઠ ૮ મો

## ૧૦ મો ગણ

शीलम् भूषयति कुलम् ।

सुकृत्यानि मनुजान् भूषयन्ति, न अलंकाराः ।

नेत्रे आननं विभूषयतः ।

दुष्टः नृपः जनान् पीडयति ।

रोगाः मानवान् पीडयन्ति ।

भूतमात्रं न पीडयामि ।

शिष्याः सदाचारेण अध्यापकम् प्रीणयन्ति ।

परोपकाराय द्रव्यानां व्ययेन जनकम् प्रीणयसि ।

दानैः वशीकृताः नीचाः तिरस्कारं न गणयन्ति ।

शूराः अबलानां रक्षणार्थे मरणं न गणयन्ति ।

अचिन्त्यान् अपि अर्थान् दैवः घटयति ।

सज्जनाः सुजनानां गुणोत्करम् प्रथयन्ति ।

आत्मगुणान् न कथयामः ।

शास्त्राणि जनेभ्यः धर्मं कथयन्ति ।

उपवने पुष्पाणां सुगन्धः जनानां चित्तानि आह्लादयति ।

निशीथे अपि कुक्कुरस्य नयने न निमीलयतः ।

ग्रीष्मे आम्रफलानि पर्याप्तम् भक्षयामि ।

अङ्गीकृतं सज्जनाः परिपालयन्ति ।

बिडालयोः विवादे वानरः अपूपं तोलयति ।

परकीयस्य स्वल्पकम् अपि द्रव्यं न चोरयामः ।

समुद्रः पर्वतस्य पादान् प्रक्षालयति ।

प्रातः मुखं जलेन प्रक्षालयथ ।

आचार्यः प्रायेण दुर्विनीतान् ताडयति ।

जनकः स्वजनः च आप्तान् स्नेहावेशेन ताडयतः, न क्रोधेन ।

व्यायामे भुजौ प्रसारयामः ।

पादस्य एकेन प्रहारेण सिंहः मृगं विदारयति ।

अन्नाभावे व्याकुलाः जनाः अनर्थान् घटयन्ति ।

कविः काव्यानि रचयति, रसज्ञाः रसं प्रथयन्ति ।

जनाः सुखाय स्पृहयन्ति ।

सुशीलः शिष्यः अध्ययनाय स्पृहयति[१७] ।

शोभनानि वेत्रासनानि रुचिरः च लेखनाधारः गृहस्य सभाजनकोष्ठं विभूषयन्ति ।

दुंदुभिनादेन नाट्यप्रयोगं घोषयामः ।

चुर्+अय+ति=च्+उ+र्+अयति=च्+ओ+रयति=चोरयति
तुल्+अय+ति=त्+उ+ल्+अयति=त्+ओ+लयति=तोलयति
क्षल्+अय+ति=क्ष्+अ+ल्+अयति=क्ष्+आ+लयति=क्षालयति
तड्+अय+ति=त्+अ+ड्+अयति=त्+आ+डयति=ताडयति
दृ+अय+ति=द्+ऋ+अयति=द्+आर्+अयति=दारयति

**નિયમ ( ऊ )** ધાતુને છેડે વ્યંજન હોય, અને એ વ્યંજનની આગળ હ્રસ્વ સ્વર આવે તો દશમા ગણની अय નિશાની લગાડતા પહેલાં તે હ્રસ્વ સ્વરનો ગુણ કરવામાં આવે છે. ( આ નિયમ स्पृह् અને मृग् ને લાગુ પડતો નથી ) **તેમજ ધાતુને છેડે કોઈ પણ ( હ્રસ્વ અગર દીર્ઘ ) સ્વર આવે, અગર ધાતુને છેડે વ્યંજન હોય અને તે વ્યંજનની આગળ अ આવે, તો છેલ્લા સ્વરની કે ઉપાંત્ય अ ની વૃદ્ધિ કરવામાં આવે છે.** એટલે अ નો आ, इ કે ई નો ऐ, उ કે ऊ નો औ, ऋ કે ॠ નો आर् અને ऌ નો आल् કરવામાં આવે છે. ( આ નિયમ कथ्, गण्, रच् અને प्रथ् ને લાગુ પડતો નથી. )

---

**નિયમ ૧૭ મો:**—स्पृह् (ઇચ્છા કરવી) ધાતુ સાથે જે વસ્તુ અગર વ્યક્તિ માટે ઇચ્છા કરવામાં આવે તેને ચોથી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

---

સંસ્કૃતમાં ભાષાંતર કરો:—

( ૧ ) જમતી વખતે અમો હાથ ધોઈએ છીએ.

( ૨ ) ચંદ્ર આકાશને શણગારે છે: આંખો મોઢાને શણગારે છે: કમળો તળાવને શણગારે છે.

( ૩ ) દુ:ખમાં પણ કંજુસ માણસ પૈસો છોડવાની ઇચ્છા કરતો નથી.

( ૪ ) પુત્રના સારા આચરણો પિતાના મનને સંતોષ આપે છે.

( ૫ ) ધોબી લોકોના મેલા કપડા ધુએ છે.

( ૬ ) ક્રોધથી ચિત્ત ખળભળી ઉઠે છે; ડાહ્યા માણસો ક્રોધને સંયમમાં રાખે છે.

( ૭ ) શિક્ષક કારણુ વગર શિષ્યોને મારતા નથી.

( ૮ ) દારૂડીઆઓ દારૂ પીને ગાંડા બને છે, અને છોકરાઓને મારે છે.

( ૯ ) પૈસાદારના બાળકો શરીરને સોનાના અલંકારોથી શણુગારે છે.

(૧૦) સજ્જન માણસો કદીપણુ હલકા કામો કરતા નથી.

(૧૧) પૈસાદાર માણસોની મહેરબાનીથી પૈસો મળે છે, પણુ ઈશ્વરની મહેરબાનીથી બધા દુઃખનો નાશ થાય છે.

(૧૨) અપમાનથી જેટલો ખેદ થાય છે તેટલો ખેદ થાકથી પણુ થતો નથી.

(૧૩) વિદ્યાર્થીઓ પોતાનો ગુન્હો માયાળુ શિક્ષકને ખુશીથી કહે છે.

(૧૪) પારકાની નિન્દા કરવામાં મુંગો માણુસ હંમેશા જય પામે છે.

(૧૫) ગરીબાઈ કરતાં મરણુ સારૂં એમ આજે લોકો કહે છે.

## શબ્દકોશ

### ૧૦ મા ગણુના ધાતુઓ

कथ्—કહેવું

क्षल्+प्र—ધોવું

गण्—ગણુવું

घट्—ગોઠવવું

घुष्—જાહેર કરવું

चुर्—ચોરવું

तड्—મારવું

तुल्—તોળવું

दण्ड्—દણ્ડ કરવો

दृ+वि—ફાડી નાંખવું

प्रथ्—બહાર પાડવું

पीड्—પીડા આપવી

प्री ( प्रीणय् )=ખુશ કરવું

भक्ष्—ખાવું

भूष्+वि—શણુગારવું

मील्+नि—મીંચવું

रच्—ગોઠવવું

स्पृह्—ઇચ્છા કરવી

ह्लाद्+आ—આનંદ આપવો

**अङ्गीकृतम्** ( ના. )=સ્વીકારેલું
**अचिन्त्य** (વિ.)=વિચારેલું નહિ એવું
**आननम्** ( ના. )=મોઢું
**अपूपम्** ( ના. )=રોટલી, પુરી
**आप्तः** ( ન. )=સગાવહાલાં
**गुणोत्करम्**( ના. )=ગુણનો સમૂહ ( गुण=ગુણ उत्कर=સમૂહ )
**दुंदुभिनादः** (ન.)=પડઘમનો અવાજ
**दुर्विनीतः** ( ન. )=ખરાબ આચરણ-વાળો માણસ
**निशीथः**( ન. )=મધ્યરાત્રિ
**परिपालय्** ( ક્રિ. )=પાળવું
**पर्याप्तम्** (અ.)=તૃપ્તિ થાય ત્યાં સુધી
**प्रसारय्** ( ક્રિ. )=પહોળા કરવું
**प्रायेण** ( અ. )=સાધારણ રીતે
**पीडित** ( વિ. )=દુઃખી
**रसज्ञः**( ન. )=રસને જાણનાર
**रुचिर** ( વિ. )=મનોહર
**लेखनाधारः** (ન.)=લખવાનું ટેબલ
**वशीकृत** ( વિ. )=વશ કરવામાં આવેલો
**वेत्रासनम्** ( ના. )=નેતરની ખુરસી
**व्ययः** ( ન. )=ખર્ચ
**सभाजनकोष्ठम्** (ના.)=દિવાનખાનું
**स्नेहावेशः** ( ન. )=સ્નેહનું જોમ
**स्वल्पकम्** ( વિ. )=ઘણું ઓછું

---

કંજુસ માણસ=कृपणः
છોડવો=परित्यागः
ધોબી=रजकः
મેલા=मलिन
ગાંડો=मत्त
સોનાના=हैम
કરવું=आ+चर् ( ૧ પ. )
હલકું=निन्द्य, क्षुद्र
મહેરબાની=प्रसादः
ખેદ=परिखेदः
થાક=परिश्रमः
માયાળુ=सदय, सानुकंप, दयार्द्र, स्निग्ध
ખુશીથી=सहर्षम्, सानंदम्, संतोषेण

---

## પાઠ ૯ મો

## આત્મનેપદ ધાતુઓ

આગલા પાઠોમાં આપણે પરસ્મૈપદ ધાતુઓના રૂપો કેવી રીતે તૈયાર થાય છે તેનો વિચાર કર્યો. આ પાઠમાં આપણે આત્મનેપદના ધાતુઓ લઈશું. આત્મનેપદના ધાતુઓ માટે વર્તમાનકાળના પ્રત્યયો નીચે પ્રમાણે છેઃ—

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પહેલો પુરૂષ | इ | वहे | महे |
| બીજો પુરૂષ | से | इथे | ध्वे |
| ત્રીજો પુરૂષ | ते | इते | अन्ते |

આત્મનેપદમાં પણ દરેક ધાતુને કાળના પ્રત્યય લગાડતા પહેલાં गण ની નિશાની લગાડવામાં આવે છે. गण ની નિશાની આપણે આગળ જોઈ ગયા છીએ. वस्, मस्, અને अन्ति પ્રત્યયો પહેલાં જે ફેરફારો બતાવવામાં આવે છે (જુઓ પા. ૧૯) તેજ ફેરફારો वहे, महे, અને अन्ते પ્રત્યય આગળ પણ કરવામાં આવે છે. આપણે वन्द् ધાતુ લઈ તેના રૂપો તૈયાર કરીએ. वन्द् + अ + वहे = वन्द् + आ + वहे = वन्दावहे. वन्द् + अ + अन्ते = वन्द् + अन्ते = वन्दन्ते. वन्द् + अ + इ = वन्द् + ए* = वन्दे; એજ પ્રમાણે इथे અને इते પ્રત્યય લગાડતાં वन्देथे અને वन्देते રૂપો થાય છે.

વन्द् ના વર્તમાનકાળના રૂપો

| | | |
|---|---|---|
| वन्दे | वन्दावहे | वन्दामहे |
| वन्दसे | वन्देथे | वन्दध्वे |
| वन्दते | वन्देते | वन्दन्ते |

ગુણવૃદ્ધિના જે નિયમો આપણે આગળ શીખી ગયા છીએ તે ધ્યાનમાં રાખી નીચેના ધાતુઓના બીજો પુરૂષ એક વચન અને દ્વિવચનના રૂપો તૈયાર કરો. જે ધાતુઓના આદેશ આપ્યા હોય ત્યાં આદેશ લેવા.

* अ કે आ પછી इ કે ई આવે તો બંનેને બદલે ए મૂકવામાં આવે છે.

| कम्प् ( ૧ લો ગ. ) | मुद् ( ૧ લો ગ. ) | ईक्ष् ( ૧ લો ગ ) |
|---|---|---|
| जन् [ जा ] (ચોથો ગ.) | विद् ( ૪ થો ગ. ) | स्मि ( ૧ લો ગ. ) |
| नि+सूद् [षूद्] (૧૦મો ગ.) | मृ [ म्रिय् ] ( ૬ ઠો ગ ) | मृग् ( ૧૦ મો ગ. ) |

| ધાતુ | બીજો પુ. દ્વિવચન | પહેલો પુ. બહુવચન | ત્રીજો પુ બહુવચન |
|---|---|---|---|
| श्रम् | | | |
| अप+ईक्ष् | | | |
| द्युत | | | |
| उद्+डी | | | |
| सं+जन् | | | |
| वृत | | | |

शिवं शिवाय भजे ।

धीराः दुःखैः न व्यथन्ते ।

रमते न मरालस्य मानसं मानसं विना ।

शते वै जायते शूरः सहस्रे खलु पण्डितः ।

व्यायामेन जीवितम् आरोग्यं च वर्धते ।

न विना परवादेन रमते दुर्जनः जनः ।

आचार्यं जनकं च किं न वन्दध्वे ।

प्राणसंशये वर्तते रुग्णः विषपानेन ।

न हि ज्ञानेन सदृशम् पवित्रम् इह विद्यते ।

आतपात् त्रायते आतपत्रम् ।

गुरुचरणानाम् आदेशम् अनुवर्तामहे ।

गुणो भूषयति रूपं, भोगः भूषयते धनम् ।

चन्द्रः एव वर्धते क्षीयते च, न कदाचित् तारकाः ।

खद्योतः तावत् द्योतते यावत् चन्द्रः न अवभासते ।

तावत् च शोभते मूर्खः यावत् न भाषते ।

कालेन फलते तीर्थं सद्यः साधुसमागमः ।

ज्ञानहीना न शोभन्ते निर्गन्धाः इव किंशुकाः ।

दुर्जनेभ्यः सदुपदेशः न रोचते ।

विरक्तेभ्यः पुरुषेभ्यः संसारसुखानि न रोचन्ते ।

सुशिष्याय अनध्ययनं दुष्कृतं च न रोचेते ।[१८]

दारिद्र्यात् मरणात् वा सुजनेभ्यः मरणं रोचते, न दारिद्र्यम् ।

नदीशः परिपूर्णः अपि चन्द्रोदयम् अपेक्षते ।

अनर्घ्यम् अपि माणिक्यं हेमाश्रयम् अपेक्षते ।

न हि स्वदेहशैत्याय जायन्ते चन्दनद्रुमाः ।

अतिनिर्मथनात् चन्दनात् अपि पावकः जायते ।

सज्जनः म्रियते कामं, न तु कार्पण्यम् ऋच्छति ।

नराणां कायः परोपकारैः विराजते, न कङ्कणैः चन्दनेन वा ।

विहगाः आकाशे उड्डयन्ते किन्तु पक्षयोः अभावात् न डयामहे ।

युध्यन्ते समरे शूराः पलायन्ते च कातराः ।

कामये दुःखतप्तानां नराणाम् आर्तिनाशनम् ।

विद्युद्दीपानां कमनीयैः मण्डनैः धनिकानां गृहाणि शोभन्ते ।

धर्मार्थं क्षीणवित्तस्य क्षीणत्वमपि शोभते ।

प्रातः बिडालस्य दर्शनेन जनाः व्यसनम् आशङ्कन्ते ।

समराङ्गणे खड्गानां झणत्कारेण योधानां हृदयानि न कम्पन्ते ।

गजस्य मुखात् द्वौ रदौ अग्रतः वर्तेते । तस्मात् गजस्य द्विरदः इति अभिधानम् ।

आधुनिकैः उपस्करैः गृहस्य सभाजनकोष्ठं शोभयसे ।

देशान्तरात् आनीतान् जलाभेद्यकञ्चुकान् संप्रति अल्पमूल्येन[१९] लभध्वे ।

---

**નિયમ ૧૮ :**—रुच् ધાતુ સાથે જેને ગમવાનું હોય તેને ચોથી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

**નિયમ ૧૯ :**—જે કિંમતે વસ્તુ ખરીદવામાં આવે તે કિંમત દર્શાવનાર શબ્દ ત્રીજી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

---

સંસ્કૃતમાં ભાષાંતર કરો :—

(૧) દિવસે દિવસે મૂર્ખ માણસનું શરીર વધે છે, પણ જ્ઞાન વધતું નથી.
(૨) દ્રવ્યના લોભે તમો નીચની પણ સેવા કરો છો.
(૩) હાથ દાનથી શોભે છે, અલંકારોથી શોભતો નથી.
(૪) અમે પારકાનું દુઃખ દૂર કરવા પ્રયત્ન કરીએ છીએ.
(૫) ભૂખમરાથી કે વધારે ખાવાથી માણસ મરણ પામે છે.
(૬) બાળકોને મેવા મીઠાઈ ગમે છે.
(૭) સારા પુસ્તકોનું વાંચન મને ગમે છે.
(૮) સંસારથી કંટાળેલો માણસ જંગલનો વાસ પસંદ કરે છે (रुच्)
(૯) હાલમાં દરજીઓ કપડાઓ ઘણી મોંઘી કિંમતે સીવે છે.
(૧૦) બાયલો માણસ સ્નેહીઓના પણ રક્ષણ માટે લડતો નથી.
(૧૧) તું તારી ખોવાયલી ચોપડી કેમ શોધતો નથી ?
(૧૨) ઉનાળામાં બપોરે ઠંડું પાણી પીને (पानम्) આપણે આનંદ મેળવીએ છીએ.

**મનોયત્ન ૧૪:**—નીચેના ખાનામાં માગેલાં રૂપો લખો.

| धातु | બીજો પુ. બહુવચન | ત્રીજો પુ. દ્વિવચન | પહેલો પુ. એકવચન |
|---|---|---|---|
| व्यथ् | | | |
| त्रै | | | |
| वृध् | | | |
| रुच् | | | |
| आ+शङ्क् | | | |
| वि+स्म | | | |

## શબ્દકોશ

### આત્મનેપદ ધાતુઓ

**ईक्ष्** ( ૧ લો )=જોવું
  **अप+ईक्ष्**=આશા રાખવી
**कम्प्** ( ૧ લો )=ધ્રૂજવું
**क्षी** ( ૪ થો )=ઘટવું
**जन्** [ **जा** ] ( ૪ થો )=ઉત્પન્ન થવું
**डी** ( ૧ લો )=ઊડવું=**उद्+डी**
**त्रै** ( ૧ લો )=બચાવવું
**द्युत्** ( ૧ લો )=પ્રકાશવું
**फल्** ( ૧ લો )=ફળ આપવું
**भज्** ( ૧ લો )=ભજવું, આશરો લેવો
**भास्+अव** ( ૧ લો )=પ્રકાશવું

**रम्** ( ૧ લો )=રમવું
**रुच्** ( ૧ લો )=ગમવું
**लभ्** ( ૧ લો )=મેળવવું
**वन्द्** ( ૧ લો )=પ્રણામ કરવું
**व्यथ्** ( ૧ લો )=વ્યથા પામવી
**विद्** ( ૪ થો )=હોવું, થવું
**वृत्** ( ૧ લો )=હોવું, થવું
  **अनु+वृत्**=અનુસરવું, આજ્ઞા-માનવી
**वृध्** ( ૧ લો )=વધવું
**शङ्क्** (૧ લો )=શંકાલાવવી=**आ+शङ्क्**
**शुभ्** ( ૧ લો )=શોભવું

**अग्रतः** ( અ. )=આગળ
**अभिधानम्** ( ના. )=નામ
**आतपत्रम्** ( ના. )=છત્રી
**आदेशः** ( ન. )=હુકમ
**आधुनिक** (વિ.)=અર્વાચીન, હાલનું
**आनीत** ( વિ. =આણેલું
**इह** ( અ. )=અહીં, આ દુનિયામાં
**उपस्करः** (ન )=ફરનીચર
**कमनीय** ( વિ. )=મનોહર
**कामम्** ( અ. )=બહેતર
**किंशुकः** ( ન. )=કેસુડો
**खद्योतः** ( ન. )=પતંગિયું
**जलाभेद्यकञ्चुकः** ( ન. )=પાણી અસર ન કરે એવો ડગલો ( जल + अभेद्य = ભેદી શકાય નહિ એવો + कञ्चुकः = ડગલો )
**झणत्कारः** ( ન. )=ઝણકાર
**द्रुमः** ( ન. )=ઝાડ
**देशान्तरम्** ( ના. )=પરદેશ ( देशः + अन्तरम् )
**नदीशः** ( ન. ) = સરોવર ( नदी + ईशः = પતિ )
**निर्गन्ध** (વિ.)=ગંધ વગરનું ( निस्= નહિ )
**निर्मथनम्** ( ના. )=ઘસારો
**पक्षः** ( ન. )=પાંખ
**प्राणसंशयः** ( ન. )=મરણની તૈયારી
**पावकः** ( ન. )=અગ્નિ
**मण्डनम्** ( ના. )=શણગાર
**रदः** ( ન. )=દાંત
**व्यसनम्** ( ના. )=આફત
**विरक्त** (વિ.)=મોહવગરનો, કંટાળેલો
**विहगः** ( ન. )=પક્ષી
**विद्युत्दीपः** ( ન. )=વીજળીનો દીવો
**शिवम्** ( ના. )=કલ્યાણ
**शैत्यम्** ( ના. )=ઠંડક
**शोभय्** ( ક્રિ. )=શોભાવવું, શણગારવું
**सदृश** ( વિ. )=સરખો, યોગ્ય
**संप्रति** ( અ. ) = હમણાં, હાલના જમાનામાં

---

શરીર=गात्रम्, शरीरम्, विग्रहः, देहः
સેવા કરવી=सेव् ( ૧ લો આ. )
દૂર કરવું=अपहारः, अपहरणम्
ભૂખમરો=अनशनम्
વધારે ખાવું=अत्याहारः
મીઠાઈ=मिष्टान्नम्
મેવો=फलम्
વાચન=पठनम्
દરજી=सौचिकः, सूचिकः
સિવવું=सिव् ( ૪ થો પ )
ખોવાયલી=नष्ट ( वि )
શોધવું=मृग् ( ૧૦ મો आ. )
મોંઘી કિંમત=बहुमूल्यम्

---

## પાઠ ૧૦ મો

### સંધિ

ધાતુને કાળના કે અર્થના પ્રત્યયો લગાડતાં, નામને વિભક્તિના પ્રત્યયો લગાડતાં, ઉપસર્ગને ધાતુ સાથે જોડતાં કે શબ્દોનો સમાસ કરતાં, બે સ્વરો કે બે વ્યંજનો ભેગા થાય ત્યારે તેને જોડવામાં જે ફેરફારો કરવામાં આવે છે તે ફેરફારો સંધિના નિયમ તરીકે ઓળખાય છે. બે સ્વરો ભેગા થાય ત્યારે **સ્વરસંધિ** કરવામાં આવે છે: બે વ્યંજનો ભેગા થાય, કે વ્યંજન અને સ્વર ભેગા થાય ત્યારે **વ્યંજનસંધિ** કરવામાં આવે છે. તદુપરાંત સંધિના નિયમાનુસાર વિસર્ગમાં જે ફેરફારો કરવામાં આવે છે તે **વિસર્ગસંધિ** તરીકે ઓળખાય છે.

આ ફેરફારો પદની* રચનામાં અવશ્ય કરવામાં આવે છે; અને જ્યારે કોઈ પદનો અંત્ય સ્વર કે વ્યંજન એ પછી આવતા પદના પ્રથમ અક્ષર (સ્વર કે વ્યંજન) સાથે આ નિયમો પ્રમાણે જોડી શકાતો હોય તો ત્યાં પણ આ નિયમો સાધારણ રીતે લાગુ પાડવામાં આવે છે. વિદ્યાર્થીઓ જોઈ શકશે કે આ નિયમો આથી ઘણા અગત્યના છે, કારણ કે આપણે અત્યાર સુધી જે નિયમો જોયા છે તે અમુક શબ્દનો વાકયમાં પ્રયોગ કરતી વખતે ( જેવા કે, ૧, ૨, વગેરે ) કે ધાતુ વા નામના અમુક રૂપો બનાવતી વખતે જ ( જેવા કે, अ, ब, વગેરે ) વપરાય છે. એમનો ઉપયોગ આ રીતે અમુક ચોક્કસ સ્થાનેજ થાય છે. એથી ઊલટું સંધિના નિયમો અમુક ચોક્કસ સ્થાને વપરાય છે એવી મર્યાદા નથી; પરંતુ જ્યાં જ્યાં બે સ્વરો કે સ્વર અને વ્યંજનો ભેગા થતાં હોય, અગર વિસર્ગની આગળ પાછળ અમુક સ્વર વ્યંજનો આવતા હોય, ત્યાં ત્યાં આ નિયમોનો ઉપયોગ કરવો પડે છે. આ રીતે આ નિયમોનું ક્ષેત્ર ઘણું વિશાળ છે અને એમનો ઉપયોગ અત્યંત જરૂરી છે. દરેક ઠેકાણે પદ રચનામાં કે વાકયમાં આ નિયમોનું પાલન ન કરવામાં આવે તો

* વિભક્તિના, વા કાળને અર્થના પ્રત્યયો લગાડયા પછી વાકયમાં વાપરવ યોગ્ય શબ્દ બને તેને પદ કહેવામાં આવે છે.

હાસ્યાસ્પદ વિચિત્રતા પણ ઉભી થવાનો સંભવ રહે છે. વળી આ નિયમોના સંપૂર્ણ જ્ઞાન વિના સંસ્કૃત સાહિત્યનુ વાચન વિકટ બને છે અને સંસ્કૃત ભાષામાં જે ગાંભીર્ય જણાય છે તે પણ આ નિયમોનું પાલન ન કરવાથી અદૃશ્ય થાય છે.

આ પાઠમાં આપણે, માત્ર સ્વરસંધિ અને વિસર્ગસંધિના નિયમોનો વિચાર કરીશું. આપણે સ્વરસંધિ પહેલા વિચારીએ.

## સ્વરસંધિ

કોઈ પણ વ્યંજન પછી તરત કોઈ સ્વર આવે તો તે સ્વર આગલા વ્યંજનમાં ભળી જાય છે. જેમકે:—बालानाम् अङ्कम् = बालानामङ्कम् । देवम् ऋषिः नमति = देवमृषिः नमति । પણ કોઈ સ્વર પછી બીજો સ્વર આવે તો પાછલો સ્વર આગલા સ્વરમાં ભળી જાય છે અને બેનો એક સ્વર થાય છે કયા સ્વરને બદલે કયો સ્વર મૂકવો એ માટે ચોક્કસ નિયમો છે, અને તે નિયમો સ્વરસંધિના નિયમો તરીકે ઓળખાય છે. એક વાત વિદ્યાર્થીઓએ ખાસ યાદ રાખવી કે સંસ્કૃતમાં બે સ્વરો ભેગા આવે તો (કેટલાક જાણીતા અપવાદો સિવાય) તેમની સંધિ અવશ્ય થવીજ જોઇએ.

विद्या+अधनानाम् = विद्याधनानाम्  कर्णेन+आचार्यः = कर्णेनाचार्यः
विषादेन+अलम् = विषादेनालम्  विना+आतपत्रम् = विनातपत्रम्

अ કે आ પછી अ કે आ આવે તો બંનેને બદલે आ મૂકવામાં આવે છે..

तिष्ठति+ईश्वरः = तिष्ठतीश्वरः  विटपेषु+उपविशन्ति = विटपेषूपविशन्ति
क्षिपती+इन्द्रियाणाम = क्षिपतीन्द्रियाणाम्  विहङ्गमेषु+उपलान् = विहङ्गमेषूपलान्

इ કે ई પછી इ કે ई આવે તો બંનેને બદલે ई મૂકાય છે. उ કે ऊ પછી उ કે ऊ આવે તો બંનેને બદલે ऊ મૂકવામાં આવે છે. એજ પ્રમાણે ऋ કે ॠ પછી ऋ કે ॠ આવે તો બંનેને બદલે ॠ મૂકાય છે.

**સં. નિયમ:**—(i)–બે સજાતીય સ્વરો ભેગા થાય તો બંનેને બદલે એ વર્ગનો દીર્ઘ સ્વર મૂકવામાં આવે છે.

| | | | |
|---|---|---|---|
| विनाशाय+ईश्वरः = विनाशायेश्वरः | | आचारेण+उपदिशन्ति | = आचारेणोपदिशन्ति |
| गण+ ईशः = गणेशः | | विना उन्नतिपदम् | = विनोन्नतिपदम् |

अ કે आ પછી इ કે ई આવે તો બંનેને બદલે ए મૂકાય છે. अ કે आ પછી उ કે ऊ આવે તો બંનેને બદલે ओ મૂકવામાં આવે છે.

| | |
|---|---|
| वर्षा + ऋतु = वर्षर्तु, वर्षऋतु | नर + ऋषभ = नरर्षभ, नरऋषभ |
| सप्त + ऋषयः = सप्तर्षयः, सप्तऋषयः | देव + ऋषिः = देवर्षिः देवऋषिः |

अ કે आ પછી ऋ કે ॠ આવે તો બંનેને બદલે अर् મૂકવામાં આવે છે. ऋ ની આગળ अ, आ, इ, ई, उ, ऊ, ऋ કે ॠ આવે તો આગલા સ્વર સાથે ऋ ને ન જોડવામાં આવે તો પણ ચાલે. જ્યારે ऋ ની સંધિ ન કરવામાં આવે ત્યારે આગલા દીર્ઘ સ્વરને હ્રસ્વ કરવામાં આવે છે.

**સં. નિયમઃ**—( ii ) अ કે आ પછી કોઈ પણ વિજાતીય સ્વર આવે તો તે બંનેને બદલે પાછલા સ્વરનો गुण મૂકવામાં આવે છે.

| | |
|---|---|
| अस्यन्ति + उपलान् | = अस्यन्त्युपलान् |
| विषम् + अपि + अमृतम् | = विषमप्यमृतम् |
| वनेषु + अपरिग्रहाणि | = वनेष्वपरिग्रहाणि |
| किन्तु + अपथ्यानि | = किन्त्वपथ्यानि |

इ કે ई પછી કોઈ વિજાતીય સ્વર આવે તો इ કે ई ને બદલે य् મૂકાય છે, અને उ કે ऊ પછી કોઈ વિજાતીય સ્વર આવે તો उ કે ऊ ને બદલે व् મૂકવામાં આવે છે.

**સં. નિયમઃ**—( iii ) इ, उ, ऋ કે ऌ ( હ્રસ્વ અગર દીર્ઘ ) પછી કોઈ વિજાતીય સ્વર આવે તો इ કે ई નો य्, उ કે ऊ નો व्, ऋ કે ॠ નો र्, અને ऌ નો ल् કરવામાં આવે છે.

| | |
|---|---|
| न + ऐहिकम् = नैहिकम् | न औषधाय = नौषधाय |
| एकदा + एव = एकदैव | अधर + ओष्ठौ = अधरौष्ठौ |

**સં. નિયમઃ**—( iv ) अ કે आ પછી ए કે ऐ આવે તો બંનેને બદલે ऐ, અને ओ કે औ આવે તો બંનેને બદલે औ મૂકવામાં આવે છે.

बालो + असि = बालोऽसि          नगरे अटामि = नगरेऽटामि

**સં. નિયમ:**—( v ) પદાન્તે ए કે ओ આવે અને તેના પછી अ આવે તો अ ને ઉડાવી મૂકી તેને બદલે અવગ્રહ નું ચિહ્ન ( ऽ ) મૂકવામાં આવે છે.

**સં. નિયમ:**—( vi ) ए કે ओ પછી अ સિવાયનો કોઈપણ સ્વર આવે, તેમજ ऐ કે औ પછી કોઈપણ સ્વર આવે, તો ए નો अय्, ओ નો अव्, ऐ નો आय्, અને औ નો आव् કરવામાં આવે છે. (જૂઓ નિયમ પાનુ ૩૬ ) આ રીતે ફેરફાર કર્યા પછી अय् કે आय् માંનો य् અને अव् કે आव् માંનો व् વિકલ્પે ઉડાવી મૂકવામાં આવે છે.

---

અનોયત્ન ૧૫:—

ઉપરના નિયમો ધ્યાનમાં રાખી સંધિના ફેરફારો લખોઃ—

अ કે आ + अ કે आ =
,, + इ કે ई =
,, + उ કે ऊ =
,, + ऋ કે ॠ =
,, + ऌ
,, + ए કે ऐ =
,, + ओ કે औ =
इ કે ई + इ કે ई =
+ इ કે ई સિવાયનો સ્વર =

उ કે ऊ + उ કે ऊ =
उ કે ऊ + उ કે ऊ સિવાયનો સ્વર =
ऋ કે ॠ + ऋ કે ॠ =
,, + ऋ કે ॠ સિવાયનો સ્વર =
ए + अ =
ए + अ સિવાયનો સ્વર =
ऐ + કોઈપણ સ્વર =
ओ + अ =
ओ + अ સિવાયનો સ્વર =
औ + કોઈપણ સ્વર =

## વિસર્ગસંધિ

विभवः न = विभव + उ + न=विभवो न

कुबेरः धनानाम् = कुबेर + उ + धनानाम् = कुबेरो धनानाम्

क्रोधः अनर्थानाम् = क्रोध + उ + अनर्थानाम् = क्रोधोऽनर्थानाम्

समागमः अभ्युदयाय = समागम + उ + अभ्युदयाय = समागमोऽभ्युदयाय

**સં. નિયમ:**—( vii ) વિસર્ગની પહેલા અ આવે અને વિસર્ગની પછી મૃદુ વ્યંજન આવે કે અ આવે તો વિસર્ગનો ઉ કરવામાં આવે છે. અ ને ઉ ભેગા થઈ ( સં. નિયમ ii પ્રમાણે ) ઓ થાય છે. ઓ પછી અ આવે ત્યારે ( નિયમ v પ્રમાણે ) અ ઉડી જાય છે અને તેને બદલે ऽ મૂકાય છે.

बधिरः आचार्यः = बधिर आचार्यः ; हिमालय उच्चिष्ठः = हिमालय उच्चिष्ठः

**સં. નિયમ:**—( viii ) વિસર્ગની પહેલા અ આવે અને વિસર્ગની પછી અ સિવાયનો કોઈપણ સ્વર આવે તો વિસર્ગ ઉડાવી મૂકવામાં આવે છે. વિસર્ગનો લોપ કર્યા પછી બે સ્વરો ભેગા થાય તેમની સંધિ કરવામાં આવતી નથી.

सज्जनाः भूतानि = सज्जना भूतानि

पुत्राः धार्तराष्ट्राः = पुत्रा धार्तराष्ट्राः

छात्राः आचार्ये = छात्रा आचार्ये

भ्रमराः अधिवसन्ति = भ्रमरा अधिवसन्ति

**સં. નિયમ:**—( ix ) વિસર્ગની પૂર્વે આ આવે અને વિસર્ગની પછી કોઈ મૃદુ વ્યંજન કે સ્વર આવે તો વિસર્ગનો લોપ કરવામાં આવે છે. વિસર્ગનો લોપ કર્યા પછી બે સ્વરો ભેગા આવે તેમની સંધિ કરવામાં આવતી નથી.

रोगैः नरस्य = रोगैर्नरस्य; बिडालयोः विवादे = बिडालयोर्विवादे

भक्तिभिः रक्षितः = भक्तिभिर् रक्षितः = भक्तिभीरक्षितः

**સં. નિયમ:**—( x ) વિસર્ગની પૂર્વે અ કે આ સિવાયનો કોઈ સ્વર આવે અને વિસર્ગની પછી કોઈ મૃદુ વ્યંજન અગર સ્વર આવે તો વિસર્ગનો ર્ થાય છે. ર્ પછી જો તરત ર્ આવે તો ર્ ને ઉડાવી મૂકવામાં આવે છે અને ર્ ની આગલનો સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ કરવામાં આવે છે.

**સં. નિયમઃ**—( xi ) વિસર્ગ પછી કઠોર વ્યંજન આવે તો—

स्वरः कठोरः = स्वरः कठोरः ; लोभः पापस्य = लोभः पापस्य
व्याधाः खगान् = व्याधाः खगान् ; वानराः फलानि = वानराः फलानि

( *a* ) વિસર્ગ પછી क्, ख्, प् કે फ् આવે તો ફેરફાર કરવામાં આવતો નથી.

किरणाः शीतलाः = किरणाः शीतलाः, किरणाश्शीतलाः
अधिपः सिंहः = अधिपः सिंहः, अधिपास्सिंहः

( *b* ) વિસર્ગ પછી श्, ष् કે स् આવે તો વિસર્ગને બદલે અનુક્રમે श्, ष्, અને स् વિકલ્પે કરવામાં આવે છે.

वृक्षः तथा = वृक्षस्तथा जनः थुत्कारम् = जनस्थुत्कारम्

( *c* ) વિસર્ગ પછી त् અગર थ् આવે તો વિસર્ગનો स् કરવામાં આવે છે. એજ પ્રમાણે વિસર્ગ પછી ट् કે ठ् આવે તો વિસર્ગનો ष् કરવામાં આવે છે.

रामः च लक्ष्मणः च = रामश्च लक्ष्मणश्च; आचार्यः छात्रे = आचार्यश्छात्रे

( *d* ) વિસર્ગ પછી च् કે छ् આવે તો વિસર્ગનો श् ( श ) કરવામાં આવે છે.

**સં. નિયમઃ**—( xii ) ભોઃ પછી કોઈ મૃદુ વ્યંજન કે સ્વર આવે તો વિસર્ગનો લોપ કરવામાં આવે છે. જેમકેઃ- ભો નૃપ.

---

ઉપર જે સંધિના નિયમો આપ્યા છે તે પ્રમાણે હંમેશા સંધિ થવીજ જોઇએ. પણ આ નિયમોને કેટલાક અપવાદો છે તે વિદ્યાર્થીઓએ ખાસ યાદ રાખવા. આ અપવાદો ચાર છેઃ—

( ૧ ) નિયમ viii અને ix માં જણાવ્યા પ્રમાણે વિસર્ગનો લોપ થયા પછી બે સ્વરો ભેગા આવે ત્યારે સંધિ કરવામાં આવતી નથી.

( ૨ ) નિયમ vi માં જણાવ્યા પ્રમાણે अय् કે आय् માંથી य् અને अव् કે आव् માંથી व् ઉડાવી મૂક્યા પછી જે બે સ્વરો ભેગા થાય તેમની સંધિ કરવામાં આવતી નથી.

(૩) કોઈપણ નામ કે ક્રિયાપદના દ્વિવચનના રૂપને છેડે ई, ऊ કે ए આવે અને એની પછી કોઈ પણ સ્વર આવે તો આવી રીતે ભેગા થયેલા બે સ્વરોની સંધિ થતી નથી. જેમકે:-नयने ईक्षेते આમાં ने માંનો ए અને ईक्षेते માંનો પ્રથમ ई એમ બે સ્વરો (ए+ई) ભેગા થયાં હોવા છતાં નિયમ vi પ્રમાણે તેઓને જોડવામાં આવતા નથી, કારણ नयने એ नयन નું દ્વિવચનનું રૂપ છે.

(૪) કોઈ અવ્યયને છેડે ओ આવ્યો હોય અને તેના પછી કોઇ સ્વર આવે તો બે સ્વરોની સંધિ કરવામાં આવતી નથી, જેમકે अहो अधीश्वराः

---

**મનોયત્ન ૧૬:**—ઉપરના નિયમો ધ્યાનમાં રાખી સંધિથી જોડો:—

आचारः प्रथमः धर्मः; सुपुत्रः सप्तमः रसः; देवाः न दैत्येभ्यः अलम्; गुणेन शून्याः पशुभिः समानाः; रुग्णाः आप्तान् अपि अभिक्रुध्यन्ति; फलागमैः अनोकहाः नम्राः भवन्ति; महा + ऋषिः; प्रभो + एहि; असौ + आगतः, वन्देते अग्निम्; ब्राह्मणेन उक्तः धर्म्यः मार्गः.

# પુનરાવર્તન

## પ્રશ્નપત્ર ૨ જો

૧. નીચેના વાક્યોનું ગુજરાતીમાં ભાષાંતર કરો:—

(i) न जातु कामः कामानामुपभोगेन प्रशाम्यति ।

(ii) पयःपानं भुजङ्गानां केवलं विषवर्धनम् ।

(iii) किं पुरुषस्य जीवितेन निरक्षेण ।

(iv) असारे खलु संसारे सारं श्वशुरमन्दिरम् ।

(v) साक्षरा विपरीताश्चेद् राक्षसा एव केवलम् ।

(vi) वित्तानां विभूषणम् पात्रे व्ययः ।

(vii) सुजनाः परोपकारम्, शूराः शस्त्रं, धनं कृपणाः प्राणात्यय एव मुञ्चन्ति ।

(viii) खलः सर्षपमात्राणि परच्छिद्राणि पश्यति ।

(ix) पुण्यस्य फलमिच्छन्ति, पुण्यं नेच्छन्ति मानवाः ।

(x) न देवो विद्यते काष्ठे, न पाषाणे, न मृण्मये ।

૨. ઉપલા વાક્યોમાં આવેલા નીચેના રૂપો ઓળખો અને કૌંસમાં માંગેલા રૂપો આપો:—

प्राणात्यये ( પાંચમી દ્વિ. વ. ), प्रशाम्यति, वित्तानाम् ( ત્રીજી બ. વ. ), मुञ्चन्ति, उपभोगेन ( સાતમી દ્વિ. વ. ), इच्छति.

૩. નીચેના વાક્યોમાં ક્રિયાપૂરકોના ઉપયોગ પર ટૂંક નોંધ લખો:-

(i) संप्रति उष्ट्रः वाणिज्यस्य प्रधान**साधनम्** न ।

(ii) बलीवर्दाः कृषीवलस्य **धनम्** ।

(iii) रामस्य दर्शनेन रावणः **क्रुद्धः** भवति ।

૪. નીચેના ધાતુઓના વર્તમાનકાળના પહેલો પુ. એ. વ., બીજો પુ. દ્વિ વ. અને ત્રીજો પુ. બ. વ. ના રૂપો આપોઃ—

सिच्, भ्रम्, तॄ, घुष्, गै, नि + यम्, कृत्, म्लै, मृग्, घ्रा, जॄ, क्षम्, दृश्.

૫. નીચેનામાં કયા શબ્દો સમાયેલા છે તે છૂટા પાડી બતાવોઃ—

जनकात्मजा, महर्षिः, हरीच्छा, मुरारिः, कामातुरः, परमेश्वरः, गङ्गोदकम्, देवेन्द्रः, परोपकारः

નીચેના નામો કયા ધાતુ ઉપરથી થયા છે તે લખોઃ—

भिक्षुकः, दर्शनम्, दानम्, लोभः, चोरः, पानम्, सङ्गमः, कामः

૬. નીચેના રૂપો તૈયાર કરતી વખતે ગુણ અગર વૃદ્ધિ થતી હોય તો કરો. જ્યાં ન થાય ત્યાં ન થવાના કારણ આપોઃ—

विश् + अ + अन्ति; घुष् + अय + तः; क्षल् + अय + ति; जीव् + अ + मः; सृज् + अ + सि; ह्र + अ + थः; रच् + अय + थ; हृष् + अ + वः

નીચેની સંજ્ઞાઓ સમજાવોઃ—

પદ, સ્વરાન્ત નામો, અંગ, પ્રગૃહ્ય, આદેશ, સંયોગ, અક્ષર.

૭. સંધિ કરોઃ—भिक्षुकः आगतः असौ। जनः ताडयति आखुम्। रामलक्ष्मणौ आसेवेते अविरतम् निजधर्मम्। कविः रचयति काव्यम् जनाः च प्रशंसन्ति।

સંધિ છૂટી પાડી લખોઃ—निर्धनो ब्राह्मण अधिरथो नाम निवसत्यत्र।

૮. નીચેના વાક્યોમાં વિરોધી વિશેષણો વાપરોઃ—

सूर्यस्य प्रकाशः परकीयः चन्द्रस्य तु ——— ।

गजस्य पादाः ———, लाङ्गूलम् तु ——— ।

अश्वस्य कर्णौ ह्रस्वौ, गजस्य तु ——— ।

૯. નીચેના વાકયોનું સંસ્કૃતમાં ભાષાંતર કરોઃ —

( i ) સમજુ માણસો ઓછો પણ પુષ્ટિકારક ખોરાક ખાય છે.

( ii ) જ્ઞાનરૂપી અલંકારનો કદી પણ નાશ થતો નથી.

( iii ) બહાદુર માણસો હાથના બળથીજ ચઢતી પામે છે.

( iv ) રણમાં ઝાડો ભાગ્યેજ હોય છે; પાણી તો ઘણું મુશ્કેલ હોય છે.

( v ) માણસમાં ખાનદાની ન હોય તો કીંમતી રત્નોથી પણ શું ?

( vi ) અમે સારા પુસ્તકોના વાંચનમાં અમારો વખત ગાળીએ છીએ.

---

## શબ્દકોશ

**ज्ञातु**=( અ. )=ખીલકુલ
**उपभोगः** ( ન. )=ભોગવટો
**पयःपानम्** ( ના. )=દૂધનું પાન
**भुजङ्गः** ( ન. )=સાપ
**निरक्षर** ( वि. )=અભણ
**मन्दिरम्** ( ના. )=ઘર
**श्वशुरः** ( ન. )=સસરો
**विपरीत** ( વિ. )=ઉલટું, વિરોધી
**प्राणात्ययम्** ( ના )=પ્રાણનો નાશ
**सर्षपमात्रम्**=રાઈ જેવડો सर्षप=રાઈ

સમજુ માણસ=सुज्ञः
ઓછો=अल्प ( वि. )
પુષ્ટિકારક=पौष्टिक ( वि. )
હાથબળ=भुजबलम्
ચઢતી પામે છે=उन्नतिपदम् स्पृश
રણ=मरुस्थलम्
ભાગ્યેજ=विरल ( वि. )
ઘણું મુશ્કેલ=सुदुर्लभ ( વિ. )
ખાનદાની=आभजात्यम्
વખત ગાળવો=कालं क्षपय्

---

# પાઠ ૧૧ મો

## कुक्कुरः तस्य प्रतिबिम्बम् च ।



एकः कुक्कुरो जलाशयस्योपरि काष्ठस्य सेतौ तिष्ठति। मुखेन मांसखण्डं धारयति। जलाशयस्य एकस्मात् तटात् अन्यं तटम् गच्छति। मध्यभागे (सेतोः) तिष्ठति। सलिले स्वकीयम् प्रतिबिम्बं पश्यति चिन्तयति च। अन्यः शुनकस्तोये विद्यते। तस्य वदनात् मांसखण्डमपहरामीति। तदा स्वकीयम् आनन-मुद्घाटयति। तस्य मुखात् मांसखण्डोऽधः पतत्युदके निमज्जति च। हताशः शनैः शनैर्गृहं गच्छति। अतुष्टानां कुतः सुखम्।

---

कुत्र तिष्ठति कुक्कुरः ? कुक्कुरः मुखेन किं धारयति ? कुक्कुरः जले किं पश्यति ? कुक्कुरस्य मुखात् मांसखण्डः कुत्र पतितः ? जले मांसखण्डस्य किं भवति ?

**મનોયત્ન ૧૬:**—યોગ્ય શબ્દો મૂકી વાર્તા લખો:—

कुक्कुरः ——— सेतौ तिष्ठति ——— च स्वकीयस्य ——— पश्यति। ——— अपहरणाय ——— उद्घाटयति। मांसखण्डः ——— निपतति ——— च।

## શબ્દકોશ

**जलाशयम्** ( ના. )=નદી, સાગર ( जल+आशय )

**सेतौ** ( ન. )=પુલ ઉપર सेतुः

**धृ** ( ૧૦ મો ૫.)=પકડવું, ધારણ કરવું

**सलिलम्** ( ના. )=પાણી तोयम्, उदकम्

**उद्घाटय्** =ઉઘાડવું

**नि+मस्ज्** [ मज्ज् ]=ડુબી જવું, ખુંચી જવું

**शुनकः** ( ન. )=કુતરો, कुक्कुरः

**हताशः**=આશા ભંગ થઈ છે એવો ( हत=હણાયલી+आशा )

**आननम्** ————

गजाननः ( गज+आनन )=ગણપતિ

चतुराननः ( चतुर+आनन )=બ્રહ્મા

पञ्चाननः ( पञ्च+आनन )=સિંહ

षडाननः ( षड्+आनन )=કાર્તિવીર્ય

दशाननः ( दश+आनन )=રાવણ

**वदनम्** ————

सिंधुरवदनः ( सिंधुर=હાથી+वदन ) =ગણપતિ

# પાઠ ૧૨ મો

## लुब्धब्राह्मणः



एको वृद्धो व्याघ्रस्तडागस्य तीरे पङ्के वर्तते। दूरे शार्दूल एकं विप्रम् पश्यति वदति च। भो पान्थ, (मम) हस्ते सुवर्णकङ्कणो वर्तते। धर्मलाभाय ब्राह्मणाय यच्छामीति। लुब्धः ब्राह्मणः पृच्छति कुत्र कङ्कण इति। व्याघ्रो हस्तम् प्रसारयति कङ्कणं च दर्शयति। पश्चात् द्विजो दानग्रहणाय पङ्के प्रविशति निमज्जति च। बहिरा गमनाय अशक्तो भवति। ब्राह्मणं पङ्के पतितं पश्यति शार्दूलः। शार्दूलः स्थानात् उत्तिष्ठति भूदेवग्रहणाय चलति च। नखैः प्रहरति लोलुपम् ब्राह्मणम्। विप्रं निषूदयते भक्षयति च। अति-लोभो अनर्थाय।

कुत्र वर्तते व्याघ्रः ? विप्रम् किम् वदति शार्दूलः ? किमर्थम् द्विजः पङ्कं प्रविशति ? शार्दूलः ब्राह्मणाय किम् यच्छति ? ब्राह्मणस्य मरणस्य किं कारणम् ?

**મનોયત્ન ૧૭:**—ખાલી જગ્યામાં યોગ્ય શબ્દો લખો—

व्याघ्रः विप्रम् ——— दर्शयति वदति च ——— यच्छामि धर्मलाभाय इति । शार्दूलः द्विजम् पङ्के ——— पश्यति ——— निषूदयते च ।

સંધિ કરી પાછા લખો:—

एकः व्याघ्रः द्विजम् वदति भोः पान्थ आगच्छ । लुब्धः पान्थः आगच्छति । अशक्तः भवति बहिः आगमनाय । नखैः शार्दूलः तम् प्रहरीति ।

---

## શબ્દકોશ

**कङ्कणः** ( ન. )=કડું
**दर्शय्** ( ક્રિ. )=બતાવવું
**द्विजः** ( ન. )=બ્રાહ્મણ विप्रः, भूदेवः ( भू+देव )
**पङ्कः** ( ન. )=કાદવ
**पान्थः** ( ન. )=મુસાફર
**बहिः** ( અ. )=બહાર
**लुब्ध** ( वि. )=લોભી लोलुप
**शार्दूलः** ( ન. )=વાઘ व्याघ्रः

## પાઠ ૧૩ મો

| | | |
|---|---|---|
| दुग्धम् | पर्णानि | गुडम् |
| अण्डानि | माषम् | चणकम् |
| मांसम् | तृणम् | अपूपम् |

ઉપર આપેલા શબ્દોમાંથી ચિત્રોમાંના પ્રાણીનો જે ખાસ ખોરાક હોય તેને ઉદ્દેશી એક વાક્ય લખો. ચિત્રમાંનું પ્રાણી મનુષ્યની શું સેવા બજાવે છે અગર મનુષ્યને શું આપે છે તે સંબંધી બીજું વાક્ય લખો.













**મનોયત્ન ૧૮ :**—પક્ષીઓ અને પ્રાણીઓ સંબંધી નીચેની વિગતો એક એક વાક્યમાં સંસ્કૃતમાં લખોઃ—

( ૧ ) विहगाः, सिंहः, અને गरुडः કોના દુશ્મન છે.

( ૨ ) वृषभः, मयूरः, मूषकः, सिंहः, गरुडः, कच्छपः, અને कुक्कुटः કયા દેવના વાહનો છે.

( ૩ ) तृणम्, अपूपम्, मांसम्, शस्यम् અને माषम् કયા પ્રાણીઓ અને પંખીઓનો ખોરાક છે.

## શબ્દકોશ

अण्डम् ( ના. )=ઇંડું
माषम् ( ના. )=અડદ
गुडम् ( ના. )=ગોળ
चणकम् ( ના. )=ચણા
शस्यम् ( ના. )=અનાજ
वृषभः ( ન. )=બળદ
कच्छपः ( ન. )=કાચબો
कुक्कुटः ( ન. )=કુકડો

---

# सुभाषितानि

## ( १ )

वसुदेवसुतं देवं कंसचाणुरमर्दनम् ।
देवकीपरमानन्दं कृष्णं वंदे जगद्गुरुम् ॥ १ ॥

पीताम्बरं पद्मनाभं पद्माक्षं पुरुषोत्तमम् ।
पवित्रं परमानन्दं वन्देऽहम् परमेश्वरम् ॥ २ ॥

गोविन्दं गोकुलानन्दं गोपीमोक्षप्रदायकम् ।
गोवर्धनोद्धरं वन्दे गोपालं गोपवल्लभम् ॥ ३ ॥

अच्युतं केशवं रामनारायणं कृष्णदामोदरं वासुदेवं हरिम् ।
श्रीधरं माधवं गोपिकावल्लभं जानकीनायकं रामचन्द्रं भजे ॥४॥

आकाशात् पतितं तोयं यथा गच्छति सागरम् ।
सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ॥ ५ ॥

शैले शैले न माणिक्यम् मौक्तिकं न गजे गजे ।
सुजना न हि सर्वत्र चन्दनं न वने वने ॥ ६ ॥

काकः कृष्णः पिकः कृष्णः को भेदः काकपिकयोः ।
वसन्तसमये किन्तु काकः काकः पिकः पिकः ॥ ७ ॥

हंसः श्वेतः बकः श्वेतः को भेदः बकहंसयोः ।
नीरक्षीरविवेके तु हंसो हंसो बको बकः ॥ ८ ॥

उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।
न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥ ९ ॥

अधमा धनमिच्छन्ति धनमानौ च मध्यमाः ।
उत्तमा मानमिच्छन्ति मानो हि परमं धनम् ॥ १० ॥

मक्षिका व्रणमिच्छन्ति धनमिच्छन्ति पार्थिवाः ।
नीचाः कलहमिच्छन्ति शान्तिमिच्छन्ति सज्जनाः ॥ ११ ॥

दुर्बलस्य बलं नृपो बालानां रोदनं बलम् ।
बलं मौनं तु मूर्खाणां चौराणामनृतं बलम् । ॥ १२ ॥

उदारस्य तृणं वित्तं शूरस्य मरणं तृणम् ।
विरक्तस्य तृणं दारा निःस्पृहस्य तृणं जगत् ॥ १३ ॥
सत्यात् नास्ति परो धर्मः सत्यात् नास्ति परो यमः ।
सत्यात् नास्ति परो भोगः सत्यात् नास्ति परं पदम् ॥ १४ ॥
हस्तस्य भूषणं दानम् सत्यं कण्ठस्य भूषणम् ।
श्रोत्रस्य भूषणं शास्त्रम् भूषणैः किम् प्रयोजनम् ॥ १५ ॥
नरस्याभरणं रूपं रूपस्याभरणं गुणः ।
गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमा ॥ १६ ॥
पादपानां भयं वातात् पद्मानां शिशिरात् भयम् ।
पर्वतानां भयं वज्रात् नराणां दुर्जनात् भयम् ॥ १७ ॥
लोभात्क्रोधः प्रभवति लोभात्कामः प्रजायते ।
लोभात्मोहश्च नाशश्च लोभः पापस्य कारणम् ॥ १८ ॥
अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति ।
तीर्थक्षेत्रे कृतं पाप वज्रलेपो भविष्यति ॥ १९ ॥
रूपयौवनसंपन्ना विशालकुलसंभवाः ।
विद्याहीना न शोभन्ते निर्गन्धा इव किंशुकाः ॥ २० ॥

---

आभरणम् ( ના. )=શણુગાર
पतितम्=પડેલું
नीरक्षीरविवेकः=પાણી અને દૂધ જુદું પાડવું તે
मक्षिका=માખી
दाराः=સ્ત્રી ( આ શબ્દ હંમેશા બહુ-વચનમાં વપરાય છે )
शिशिरः=શિયાળો.
क्षेत्रम्=સ્થાન
श्रोत्रम् ( ના. )=કાન
वज्रलेपः=વજ્ર જેવું સખત.
संपन्नः=સંપૂર્ણ
संभवः=જન્મ

---

## પાઠ ૧૪ મો

### આકારાંત અને ઈકારાંત નારીજાતિના નામો

આપણે જે નામને છેડે अ આવે એવા (अकारांत) નામો શિખ્યા. આ નામો નર અગર નાન્યતર જાતિના હોઈ શકે. એ નામોની જાતિ પ્રમાણે એમની સાથે વપરાયલા વિશેષણોની જાતિ પણ નક્કી કરવામાં આવે છે. હવે આપણે જે નામોને છેડે आ (आकारांत) અથવા જેને છેડે ई આવે એવા (ईकारांत) નામોનો વિચાર કરીએ. જે આકારાંત અને ઈકારાંત નામો આ પુસ્તકમાં શિખવાના છે તે બધા નારીજાતિના છે, એટલે એમની સાથે જે વિશેષણો વાપરવામાં આવે તે પણ નારીજાતિનાજ હોવાં જોઇએ. અકારાંત વિશેષણોનું નારીજાતિનું રૂપ અંત્ય अ ને બદલે आ કે ई લગાડવાથી થાય છે. જેમકે धवल–धवला; तृतीय–तृतीया; चतुर्थ, चतुर्थी.

આકારાંત અને ઈકારાંત નામોના રૂપ અહિં આપ્યા છે તે વિદ્યાર્થીઓએ મોઢે કરવાં. બીજા આકારાંત કે ઈકારાંત નામોના રૂપો એ પ્રમાણે તૈયાર કરવામાં આવે છે.

### कन्या

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | कन्या | कन्ये | कन्याः |
| દ્વિતીયા | कन्याम् | कन्ये | कन्याः |
| તૃતીયા | कन्यया | कन्याभ्याम् | कन्याभिः |
| ચતુર્થી | कन्यायै | कन्याभ्याम् | कन्याभ्यः |
| પંચમી | कन्यायाः | कन्याभ्याम् | कन्याभ्यः |
| ષષ્ઠી | कन्यायाः | कन्ययोः | कन्यानाम् |
| સપ્તમી | कन्यायाम् | कन्ययोः | कन्यासु |
| સંબોધન | कन्ये | कन्ये | कन्याः |

## वापी

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | वापी | वाप्यौ | वाप्यः |
| દ્વિતીયા | वापीम् | वाप्यौ | वापीः |
| તૃતીયા | वाप्या | वापीभ्याम् | वापीभिः |
| ચતુર્થી | वाप्यै | वापीभ्याम् | वापीभ्यः |
| પંચમી | वाप्याः | वापीभ्याम् | वापीभ्यः |
| ષષ્ઠી | वाप्याः | वाप्योः | वापीनाम् |
| સપ્તમી | वाप्याम् | वाप्योः | वापीषु |
| સંબોધન | वापि | वाप्यौ | वाप्यः |

रामः सीतायाः प्राणेभ्योऽपि प्रियः।

मूर्खाणां कालो व्यसनेन कलहेन निद्रया वा गच्छति।

यमुनाया जलं नीलं, गङ्गायाश्च शुभ्रम्।

चिन्ताभिर्जनो यावत् शुष्यति न तावत् अन्नाभावेनापि।

पादपः छायया संश्रितानाम् परितापं शमयति।

सज्जनानां यथा चित्तं तथा वाचा, यथा वाचा तथा क्रिया।

सुजना लक्ष्मीं तृणाय मन्यन्ते

विषमासु दशास्वपि धीरा न मुह्यन्ति।

यथा प्राज्ञे तथैव जडे विद्यां वितरत्यध्यापकः।

श्लाघ्यो नृपः प्रजाः प्रजा इव तन्त्रयते।

चाण्डालस्य पर्णकुट्या अपि चन्द्रः ज्योत्स्नां न संहरते।

गङ्गायमुनयोर्जलानि प्रयागे संगच्छन्ते।

घटिकाया विदेशेभ्य आनयनं स्थूलपरिमाणेन संप्रति संपद्यते।

अतिपरिचयादवज्ञा।

शक्तानां भूषणं क्षमा, क्षमया किं न सिध्यति।

लोहस्य शलाकाभिर्निर्मिते पञ्जरे जनाः खगान् स्थापयन्ति।

अग्निनौकाभिर्जनाः सागरं तरन्ति पृथिव्या विविधान् प्रदेशान् गच्छन्ति च।

पूर्णिमायां चन्द्रस्य ज्योत्स्नया प्रकाशितो जलप्रवाहो रौप्यो-ऽवभासते ।

गङ्गाया जलं कृषीवलाः कुल्याभिः क्षेत्राणि नयन्ति ।

शर्कराया माधुर्यं रासभानाम् प्राणान् हरति ।

अर्थोहि कन्या परकीय एव ।

सूर्यापाये न खलु कमलं पुष्यति स्वाम् अभिख्याम् ।

रत्नानां मालया विभूषितः सर्पः किं भयंकरो न भवति ।

प्रदोषो रजन्या मुखम् ।

त्रपा अङ्गनाया विभूषणम् ।

स्वहितरतानां दुर्जनानां धर्म-परिवर्तनाय किं निष्प्रयो-जनया चिन्तया ।

कस्तूर्या आमोदस्य प्रतिज्ञायै शपथो न भवति ।

धराया अशेषां तृषामम्बुदः शम-यति ।

निशारत्नं चंद्रः किल सदनरत्नं सुगृहिणी ।

विद्याहीनो नरः सभायां नैव शोभते ।

स्वल्पाप्येकदेशावस्थाने काल-कला परिचयमुत्पादयति ।

સંસ્કૃતમાં ભાષાંતર કરો:—

( ૧ ) ચિંતાથી માણસ નબળો અને તેજ વિનાનો બને છે.

( ૨ ) રાત્રિને અંતે તારા દેખાતા બંધ થાય છે અને પ્રભાત પ્રકટે છે.

( ૩ ) ઇચ્છાઓનો નાશ થતો નથી, પણ માણસ ધીમે ધીમે ઇચ્છાની પાર જાય છે.

( ૪ ) પંડિતોની સભામાં વિદ્યા વગરનો માણસ મુંગો બેસે છે.

( ૫ ) મુસાફર તળાવને કિનારે વડની શીતળ છાયામાં બેસે છે.

( ૬ ) નાના બાળકોને મીઠાઈ ભાવે છે પણ ખાંડના સેવનથી તેઓ માંદા પડે છે.

( ૭ ) અમે ઉદ્યમથી ધન મેળવીએ છીએ, ભીખ માંગીને નહિ.

( ૮ ) માતાને જોઇને હું ખુશ થાઉં છું.

( ૯ ) ધાર્મિક લોકો ગંગાના પાણીને પવિત્ર માને છે.

(૧૦) સજ્જન પુરૂષો પોતે શરમાઇનેજ આચારની મર્યાદા ઓળંગતા નથી.

(૧૧) અમાવાસ્યાને દિવસે અમે નર્મદાના પાણીમાં નાહીએ છીએ.

## શબ્દકોશ

### આકારાંત નામો

अग्निनौका=આગબોટ

अङ्गना=સ્ત્રી

अभिख्या=સૌંદર્ય,

अवज्ञा=અવગણના, તિરસ્કાર

कुल्या=નહેર

घटिका=ઘડીઆળ

ज्योत्स्ना=ચાંદની

त्रपा=શરમ

धरा=પૃથ્વી

शर्करा=ખાંડ, સાકર

शलाका=સળીઆ

### ઈકારાંત નામો

जननी=માતા

पर्णकुटी=ઝુંપડી

रजनी=રાત્રિ

### ક્રિયાપદ

उत्पादय्=ઉત્પન્ન કરવું

सम् + गम् ( १ आ )=ભેગા મળવું, સંગમ થવો

तन्त्र् ( १० आ )=પાળવું

वि + तृ ( १ प )=આપવું

सं+पद् ( ४ थो आ )=થવું

सं + हृ ( १ प )=લઈ લેવું, નાશ કરવો

शमय्=છિપાવવું

---

### અકારાંત નામો અને વિશેષણો

अपायः ( न. )=ગેરહાજરી

अम्बुदः ( न. )= વાદળ ( अम्बु = પાણી दा=આપવું )

अवस्थानम् ( ना. )=રહેઠાણ

अशेष ( वि. )=પુરી ( शेष=બાકી )

आनयनम् ( ना. )=નિકાસ

निर्मितम्=બનાવેલું

प्रदोषः ( न. )=સંધ્યા

परिचयः ( न. )=ઓળખાણ

रौप्य ( वि. )=રૂપેરી

यावत्-तावत्=જેટલો-તેટલો

विषम ( वि. )=ખરાબ

व्यसनम् ( ना. )=સંકટ

सदनम् ( ना )=ઘર

स्थूलपरिमाणः ( न.)=મોટું પ્રમાણ

स्वहितरत=પોતાના હિતમાં મશગૂલ ( रत=મશગૂલ )

તેજ વિનાનો=विवर्ण (वि.)
અંત=अवसानम्
દેખાતા બંધ થવું=अदृश्यताम् गम्, अन्तर्हित भू
પ્રકટે છે=आविस् + भू
ધીમેધીમે=शनैः शनैः (અ.)
મુંગો=तूष्णीम् (અ.) जोषम्
વડ=वटवृक्षः, न्यग्रोधः
શરમાઈનેજ=लज्जया एव
ઓળંગવું=उद् + लंघ् (૧૦ મો પ.), अति + क्रम् (૪ થો પ.)

---

पृथायाः पुत्रः पार्थः
कुन्त्याः पुत्रः कौन्तेयः
राधायाः पुत्रः राधेयः
सुमित्रायाः पुत्रः सौमित्रिः
इन्द्रस्य पत्नी इन्द्राणी
भवस्य पत्नी भवानी
क्षत्रियस्य पत्नी क्षत्रियाणी
मातुलस्य पत्नी मातुलानी

**મનોયત્ન ૧૯:**—નીચેના નામોના તૃ. એ. વ., પ. એ. વ., દ્વિ. બ. વ., ચ. એ. વ. ના રૂપો લખો—

ललना, अटवी, दरिद्रता, सहचरी, मदिरा, जननी, भार्या, पृथ्वी.

**મનોયત્ન ૨૦:**—નીચેના સામાસિક શબ્દોનો વિગ્રહ કરો:—

प्राणान्ते, निशापतिः, माद्रीपुत्रः, विद्यामन्दिरम्, क्रीडारकः, मदिरापानम्, भिक्षादानम्.

---

## પાઠ ૧૫ મો

### આજ્ઞાર્થ

આપણે વર્તમાનકાળ શીખ્યા છીએ: હવે આજ્ઞાર્થ જોઈએ. બીજા પુરૂષમાં આજ્ઞા કે પ્રાર્થનાનો અને પહેલા તેમજ ત્રીજા પુરૂષમાં ઈચ્છા, આશા કે આશીર્વાદનો અર્થ સૂચવવા સંસ્કૃતમાં આજ્ઞાર્થ વપરાય છે. વર્તમાનકાળની માફક આજ્ઞાર્થના રૂપો પણ ધાતુને ગણની નિશાની લગાવ્યા પછી પ્રત્યયો લગાડી તૈયાર કરવામાં આવે છે. આજ્ઞાર્થના પ્રત્યયો નીચે પ્રમાણે છે:—

| | પરસ્મૈપદ | | | આત્મનેપદ | | |
|---|---|---|---|---|---|---|
| | એકવચન | દ્વિવચન | બહુવચન | એકવચન | દ્વિવચન | બહુવચન |
| ૧ લો પુરુષ | आनि | आव | आम | ऐ | आवहै | आमहै |
| ૨ જો પુરુષ | — | तम् | त | स्व | इथाम् | ध्वम् |
| ૩ જો પુરુષ | तु | ताम् | अन्तु | ताम् | इताम् | अन्ताम् |

આ પ્રત્યયો લગાડતાં ધાતુનું રૂપ કેમ તૈયાર થાય તે હવે આપણે જોઇએ.

पा +अ +तु=पिब् + अ +तु=पिबतु    मुद्+अ+ ताम् =मोद्+अ+ताम्= मोदताम्

तड्+अय+त=ताड्+अय+त=ताडयत    जन् + य + ऐ = जाय + ऐ = जायै

जन्+य+इथाम्=जा+य्+अ + इथाम्=जाय् + ए + थाम् = जायेथाम् વગેરે.

આ રૂપો ધ્યાનમાં રાખી આપણે तड् અને जन् ના બધા રૂપો લખીએ.

| तड् | | | जन् | | |
|---|---|---|---|---|---|
| ताडयामि | ताडयाव | ताडयाम | जायै | जायावहै | जायामहै |
| ताडय | ताडयतम् | ताडयत | जायस्व | जायेथाम् | जायध्वम् |
| ताडयतु | ताडयताम् | ताडयन्तु | जायताम् | जायेताम् | जायन्ताम् |

---

अपराधसहस्राणि क्षमस्व परमेश्वर ।

बन्धुवर्गमानन्दयाम ।

मण्डयन्तु बालाः गात्राणि धौतैः वस्त्रैः ।

वत्स, सत्यं वद, धर्ममाचर, सेवस्व विद्वज्जनम् ।

आचार्य देवो भव ।

प्रबलानां शक्तिः निर्बलानां रक्षणाय कल्पताम् ।

धनं दानाय कल्पताम् । १९

शङ्करस्य कृपया जना दुर्गाणि तरन्तु भद्राणि च पश्यन्तु ।

देवेश सत्यात् मा प्रमाद्याम ।

जनकस्य वचनमनुतिष्ठत ।

मान्यान्मानय, प्रच्छादय स्वान् गुणान् ।

भोजनवेलायाम् बालाः हस्तौ प्रक्षालयन्तु ।

बाले परिजनेषु दाक्षिणी भव, भाग्येष्वनुद्धता भव ।

दरिद्रेभ्यः वित्तं प्रयच्छत, मा ईश्वरेभ्यः ।

कथयतु जनः निजवृत्तान्तमशेषम् ।

जयतु जयतु पृथ्वीभारनाशो मुकुन्दः ।

यथाभणितमनुतिष्ठ ।

उत्तिष्ठ, विमुञ्च विषादं, सोत्साहमारभस्व कार्यम् ।

कालानुरूपमुपविशत्वार्यः ।

प्रतिदिनम् प्रातः जनाः शीतोदकेनावगाहन्ताम्

रत्नं समागच्छतु काञ्चनेन ।

चक्रवाकि, परिणतप्रायो दिवसः। आमन्त्रयस्व सहचरम् ।

विद्याग्रहणे अवहितचित्तो भव ।

पापानि नश्यन्तु जनानामीशप्रसादेन ।

गुरुचरणानामुपदेशम् मावधीरयध्वम् ।

यज्ञानां रक्षणाय विश्वामित्रेण सह रामलक्ष्मणौ गच्छताम्।

धनेन विद्यया वा गर्वितास्तरुणा विनयं मा त्यजन्तु ।

प्रतीक्षस्व क्षणं यावदहमानयाम्यातपत्रम् ।

गच्छतु आर्यः पुनर्दर्शनाय ।

रघुवर, नरकगतिहरं ते नामधेयं (मे) मुखे सदैव वर्तताम् ।

भुजबलेनावनमयामामित्राण्युन्नमयाम स्वबन्धुवर्गम् ।

भूपालाः परिपालयन्तु वसुधां शश्वत्स्वधर्मेस्थिताः ।

---

**નિયમ ૧૯ :**—क्लृप् ( પરિણમવું ) ધાતુ વાપરતી વખતે જે પરિણામ સૂચક શબ્દ હોય તેને ચોથી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

---

સંસ્કૃતમાં ભાષાંતર કરો :—

( ૧ ) ( તમારા ) પિતાનું નામ કહો.

( ૨ ) દુઃખી માણસ પર હંમેશા દયા કર.*

( ૩ ) બાળકોને પાઠો ધ્યાનપૂર્વક વાંચવા દો.

( ૪ ) પૈસાનો મોહ અમને દુઃખ આપે નહી.

( ૫ ) બ્રાહ્મણો પણ ચંડાળને અડકે; એમ કરવાથી (अनेन) ધર્મભંગ થવાની શંકા છોડી દો.

( ૬ ) દુશ્મનોના પણ અપરાધોને માફ કર.

( ૭ ) બળવાનોના ત્રાસમાંથી અમે નબળાઓને બચાવીએ.

( ૮ ) ચાતકના મોમાં વરસાદના ટીપા પડો.

( ૯ ) ગણપતિ માણસોના વિઘ્નોને દૂર કરે.

(૧૦) ઉનાળામાં તરસ મટાડવા ( शमनम् ) અમે ઠંડુ પાણી પીએ.

(૧૧) બાળકો ઉપર વિના કારણે ગુસ્સે થશો મા.

(૧૨) મોટા ફાયદાના મોહથી પણ હું જુઠું બોલું નહી.

(૧૩) પહેલા લાયક બનો અને પછી મિત્રો તેમજ દુશ્મન પાસેથી વખાણની આશા રાખો.

---

## શબ્દકોશ

**अनु+स्था** ( ૧ લો. પ )=માનવું, અનુસરવું

**अव+गाह्** ( ૧ લો. આ )=ન્હાવું

**अव+धीर्** ( ૧૦ મો આ)=અવગણવું

**अव+नमय्**=નમાવવું

**आ+मन्त्र्** ( ૧૦ મો આ )=રજા લેવી

**उद्+नमय्**=ઉંચે ચઢાવવું

**उप + दिश्** ( ૬ થો પ )=ઉપદેશ આપવો, બતાવવું

**कॢप्** ( ૧ લો આ )=પરિણમવું

**परि+पालय्**=રક્ષણ કરવું, પાળવું

**प्र+छादय्**=ઢાંકવું

**प्र+मद्** ( ૪ થો પ )=ભૂલ કરવી, હઠવું

**प्रति+ईक्ष्** ( ૧ લો આ )=રાહ જોવી, થોભવું

**मण्ड्** ( ૧૦ મો પ )=શણગારવું

**सम्+आ+गम्** ( ૧ લો આ )=ભેગા મળવું, એકઠા થવું

**अवहितचित्तः**=એકચિત્ત ( अवहित =પરોવેલું चित्तम्=ચિત્ત છે જેનું તે)

**ईश्वरः** ( ન. )=પૈસાદાર માણસ

**काञ्चनम्** ( ના. )=સોનું

**दक्षिण** ( વિ. )=વિનયી

**दुर्गम्** ( ના. )=સંકટ

**धौत** ( વિ. )=ધોએલાં, સ્વચ્છ

**परिजनः** ( न. )=નોકર

**परिणतप्रायः**=લગભગ પૂરો

**भद्रम्** ( ना. )=કલ્યાણ

**भाग्यम्** ( ना. )=આબાદી

**यथाभणितम्** ( અ. )=કહ્યાપ્રમાણે

**वसुधा** (नारी.)=પૃથ્વી ( वसुः=દ્રવ્ય, धाः ધારણ કરવું )

**विषादः** ( न. )=શોક

**सहचरः** ( न. )=મિત્ર, પતિ ( सह=સાથે चर=ફરનાર ),

**सोत्साहम्** ( અ. )=ઉત્સાહપૂર્વક

દયા કરવી=दय्* ( ૧ લો આ )

લાયક બનવું=अर्ह् ( ૧ લો उ )

બચાવવું=परि + त्रै ( ૧ લો आ )

વરસાદ=वर्षः, वर्ष, पर्जन्यः

ટીપું=कणः, लवः

ફાયદો=लाभः

---

**મનોયત્ન ૨૧:**—આજ્ઞાર્થના રૂપો લખો :—

श्रम्, वि+तॄ, कृत्, नि+सूद्, उद्+डी,

**મનોયત્ન ૨૨:**—નીચેના શબ્દો માટે ઓછામાં ઓછા ત્રણ સંસ્કૃત શબ્દો આપો :—

પાણી, દેવતા, સૂર્ય, શિક્ષક, કુતરો, ઝાડ, પક્ષી, મોઢું, બગીચો.

---

## પાઠ ૧૬ મો

### સર્વનામ

આપણે જોઈ ગયા કે કોઈપણ વાકયમાં એક કર્તા અને એક ક્રિયાપદ અવશ્ય હોવાં જોઇએ. કર્તા તરીકે સાધારણ રીતે નામ વપરાય છે. નામને વિભક્તિના પ્રત્યયો લગાડી તેનું રૂપ કેમ તૈયાર કરવું તે આપણે જોયું. પણ કેટલીક વાર નામને બદલે સર્વનામ પણ કર્તા તરીકે આવે છે. સર્વનામના રૂપો ઘણે ભાગે નામની માફકજ તૈયાર કરવામાં આવે છે, પણ કેટલેક ઠેકાણે

---

* दय् ધાતુ વાપરતી વખતે જેનાપર દયા કરવાની હોય તેને છઠ્ઠી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

નામના રૂપમાં અને સર્વનામના રૂપમાં ઘણો ફેર પડી જાય છે. માટે એ રૂપોનો સ્વતંત્ર રીતે વિચાર આપણે આ પાઠમાં કરીએ.

ગુજરાતીની માફક સંસ્કૃતમાં પણ સર્વનામ છ પ્રકારના છે. ( ૧ ) પુરૂષવાચક સર્વનામ ( ૨ ) દર્શક સર્વનામ ( ૩ ) પ્રશ્નાર્થ સર્વનામ ( ૪ ) સંબંધી સર્વનામ ( ૫ ) અનિશ્ચિત સર્વનામ અને ( ૬ ) સ્વવાચક સર્વનામ. પુરૂષવાચક સર્વનામના ત્રણ પ્રકાર છે. બોલનાર પોતાના સંબંધમાં વાપરે તે પહેલો પુરૂષ: જેને ઉદ્દેશીને કહેવામાં આવતું હોય તેના સંબંધમાં વપરાતું સર્વનામ એ બીજો પુરૂષ: અને જેના સંબંધમાં કહેવામાં આવતું હોય તેને માટે વપરાતું સર્વનામ એ ત્રીજો પુરૂષ. આમ એકંદરે સર્વનામ આઠ પ્રકારના ગણી શકાય. આ પૈકીના ચાર–ત્રીજો પુરૂષ સર્વનામ, પ્રશ્નાર્થ સર્વનામ, સંબંધી અને અનિશ્ચિત સર્વનામનો વિચાર આપણે પહેલાં કરીએ.

સંસ્કૃતમાં સર્વનામો નીચે પ્રમાણે છે:—

| | પ્રકાર | સંસ્કૃતમાં સર્વનામો | | |
|---|---|---|---|---|
| ૧ | પુરૂષવાચક | | ૧ લો પુરૂષ | अस्मद् |
| | ત્રીજો પુરૂષ | तद् | ૨ જો પુરૂષ | युष्मद् |
| ૨ | દર્શક | एतद् | | इदम्, अदस् |
| ૩ | પ્રશ્નાર્થ | किम् | | |
| ૪ | સંબંધી | यद् | | |
| ૫ | અનિશ્ચિત | किम्+चित्; किम्+चन; किम्+आपि | | |
| ૬ | સ્વવાચક | स्वयम् ( અવ્યય ) | | आत्मन् |

આ સર્વનામના સંબંધમાં આપણે કાંઈ પણ વિચાર કરીએ તે પહેલાં એક વાત આપણે ખાસ ધ્યાનમાં રાખવાની છે. જે વ્યક્તિ કે વસ્તુના સંબંધમાં સર્વનામ યોજવામાં આવે તે વ્યક્તિ કે વસ્તુનું નામ નર, નારી, કે નાન્યતર પૈકી જે જાતિનું હોય તેજ જાતિમાં સર્વનામ પણ વપરાય છે.

એટલે આપણે આ સર્વનામના રૂપો તૈયાર કરતા પહેલાં દરેક જાતમાં તેમના જે અંગ થાય છે તે જાણવા જોઇએ.

| સર્વનામ | અંગ | | |
|---|---|---|---|
| | નર | નારી | નાન્યતર |
| तद् | त | ता | तद् |
| एतद् | एत | एता | एतद् |
| किम् | क | का | किं |
| यद् | य | या | यद् |

સર્વનામનો રૂપો તૈયાર કરતી વખતે આ **અંગ** લેવાના છે. એ ઉપરાંત બીજા બે સાધારણ ફેરફારો ખાસ નોંધવા જેવા છે. तद् સર્વનામનું નરજાતિમાં પ્રથમા એક વચનનું રૂપ सः* થાય છે અને નારીજાતિમાં सा થાય છે. એજ પ્રમાણે एतद् નું નરજાતિ પ્રથમા એકવચનનું રૂપ एषः* અને નારીજાતિમાં एषा થાય છે.

સર્વનામના **અંગ** જોઇશું તો માલમ પડશે કે નરજાતિમાં એ अ કારાંત છે અને નારીજાતિમાં आ કારાંત છે. अ કારાંત નામોના રૂપો નરજાતિમાં राम અને નાન્યતરજાતિમાં जल પ્રમાણે થાય છે. आकारांत નામોના રૂપો कन्या પ્રમાણે થાય છે. એટલે આ સર્વનામના રૂપો પણ નરજાતિમાં राम, નારીજાતિમાં कन्या, અને નાન્યતરજાતિમાં जल પ્રમાણે કરવાના છે. કેટલેક ઠેકાણે એ રૂપોમાં ફેરફાર થાય છે તે નીચે બતાવ્યો છે.

---

* सः અને एषः માંના વિસર્ગ પછી अ સિવાયનો કોઈપણ અક્ષર આવે તો વિસર્ગનો લોપ થાય છે. જેમકે:—स गच्छति, एष आगच्छति.

| વિભક્તિ | નરજાતિમાં પ્રત્યય | નારીજાતિમાં પ્રત્યય |
|---|---|---|
| પ્રથમા બહુવચન | ई | |
| ચોથી એકવચન | स्मै | स्यै |
| પાંચમી એકવચન | स्मात् | स्याः |
| છઠ્ઠી એકવન | | स्याः |
| છઠ્ઠી બહુવચન | इषाम् | साम् |
| સાતમી એકવચન | स्मिन् | स्याम् |

આ ફેરફારો ધ્યાનમાં રાખી આપણે किम् સર્વનામના રૂપો તૈયાર કરીએ.

### किम् ( નરજાતિ )

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | कः | कौ | के |
| દ્વિતીયા | कम् | कौ | कान् |
| તૃતીયા | केन | काभ्याम् | कैः |
| ચતુર્થી | कस्मै | काभ्याम् | केभ्यः |
| પંચમી | कस्मात् | काभ्याम् | केभ्यः |
| ષષ્ઠી | कस्य | कयोः | केषाम् |
| સપ્તમી | कस्मिन् | कयोः | केषु |

### किम् ( નારીજાતિ )

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | का | के | काः |
| દ્વિતીયા | काम् | के | काः |
| તૃતીયા | कया | काभ्याम् | काभिः |
| ચતુર્થી | कस्यै | काभ्याम् | काभ्यः |
| પંચમી | कस्याः | काभ्याम् | काभ्यः |
| ષષ્ઠી | कस्याः | कयोः | कासाम् |
| સપ્તમી | कस्याम् | कयोः | कासु |

### किम् ( નાન્યતર )

| | | | |
|---|---|---|---|
| પ્રથમા / દ્વિતીયા | किम् | के | कानि |

બાકીના રૂપો નરજાતિ જેવાં થાય છે.

यद्, तद् અને एतद् ના નાન્યતરજાતિમાં પ્રથમા અને દ્વિતીયા એકવચનના રૂપો यद्, तद् અને एतद् થાય છે. બાકીના રૂપો किम् પ્રમાણે કરવાના છે. एतद् ના આ રૂપો ઉપરાંત વિકલ્પે બીજા જે રૂપો* થાય છે તે નીચે આપ્યા છે.

| | દ્વિ. એ.વ. | દ્વિ. દ્વિ વ. | દ્વિ. બ.વ. | તૃ. એ.વ. | ષ. અને સ. દ્વિ વ. |
|---|---|---|---|---|---|
| નર | एनम् | एनौ | एनान् | एनेन | एनयोः |
| નારી | एनाम् | एने | एनाः | एनया | एनयोः |
| નાન્યતર | एनत् | एने | एनानि | एनेन | एनयोः |

અનિશ્ચિત્ સર્વનામના રૂપો સંસ્કૃતમાં किम् સર્વનામના તૈયાર રૂપને चित्, चन કે अपि પૈકી ગમે તે એક જોડવાથી થાય છે. કેટલીકવાર यद् અને किम् સર્વનામો સાથે વાપરીને પણ અનિશ્ચિત્ સર્વનામનો અર્થ દર્શાવાય છે. किम् સાથે अपि જોડી રૂપો નીચે તૈયાર આપવામાં આવ્યા છે.

### किम्+अपि ( નરજાતિ )

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | **कोऽपि**[१] | **कावपि**[२] | **केऽपि**[३] |
| દ્વિતીયા | **कमपि** | ,, | **कानपि** |
| તૃતીયા | **केनापि** | **काभ्यामपि** | **कैरपि**[४] |
| ચતુર્થી | **कस्मायपि**[२] | ,, | **केभ्योऽपि**[५] |
| પંચમી | **कस्मादपि** | ,, | ,, |
| ષષ્ઠી | **कस्यापि** | **कयोरपि**[४] | **केषामपि** |
| સપ્તમી | **कस्मिन्नपि** | ,, | **केष्वपि**[६] |

* एतद् ના આ વિકલ્પ રૂપો આગલા વાકયમાં એનું નિયમિત રૂપ વાપરવામાં આવ્યું હોય તોજ વપરાય છે.

## किम्+अपि ( નારીજાતિ )

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | कापि | केऽपि[3] | का अपि[7] |
| દ્વિતીયા | कामपि | ,, | ,, |
| તૃતીયા | कयापि | काभ्यामपि | काभिरपि[4] |
| ચતુર્થી | कस्यायपि[2] | ,, | काभ्योऽपि[5] |
| પંચમી | कस्या अपि[7] | ,, | ,, |
| ષષ્ઠી | ,, | कयोरपि[4] | कासामपि |
| સપ્તમી | कस्यामपि | ,, | कास्वपि[6] |

## किम्+अपि ( નાન્યતર )

| | | | |
|---|---|---|---|
| પ્રથમા / દ્વિતીયા | किमपि | केऽपि[3] | कान्यपि[6] † |

---

किम् પ્રશ્નાર્થ સર્વનામ છે; એની સાથે अपि જોડવાથી અનિશ્ચિત સર્વનામ બને છે. પણ કેટલીક વાર किम्+अपि નો અર્થ 'અવર્ણનીય' પણ થાય છે. भवति हृदयहारी कोऽपि कस्यापि हेतुः ( કોઈ અવર્ણનીય હેતુ કોઈના હૃદયને હરણ કરનાર બને છે. )

આ ઉપરાંત સંસ્કૃતમાં અન્યોન્યવાચક સર્વનામો ત્રણ છે, अन्योन्य, इतरेतर, અને परस्पर. વળી કેટલાક વિશેષણોના રૂપો સંસ્કૃતમાં સર્વનામની માફક થાય છે અને એથી એવા વિશેષણોને સાર્વનામિક વિશેષણો ( Pronomial Adjectives ) કહી શકાય. એવા વિશેષણો આ છેઃ– सर्व, विश्व (બંનેનો અર્થ બધા), अन्य (બીજો) अपर, इतर (બીજા), अन्यतर (બેમાંનો એક), कतर (બેમાંનો કોણ), एक (એક), उभ,* उभय* (બંને) पूर्व (આગલું, પૂર્વ દિશાનું), अवर (પાછલું, પશ્ચિમ દિશાનું), दक्षिण (દક્ષિણ દિશાનું), उत्तर (શ્રેષ્ઠ, ઉત્તરદિશાનું).

---

† ઉપરના રૂપોમાં જે સંધિના ફેરફારો થયા છે તે માટે નીચેના નિયમો વાંચો. નં. ૧, ૪, ૫, ૭ માટે સંધિના નિયમો નં. vii, x, ix, અને નં. ૨, ૩, ૬, માટે સંધિના નિયમો નં. vi, v, ii.

* उभ માત્ર દ્વિવચનમાંજ વપરાય છે અને उभय નું દ્વિવચનનું રૂપ થતું નથી.

સંસ્કૃતમાં જે સર્વનામો આપણે જોયાં તે સર્વનામો કેટલીકવાર ખાસ અર્થમાં વપરાય છે તે હવે આપણે જોઇએ. तद् ત્રીજો પુરૂષ સર્વનામ છે, પણ કેટલીક વાર તેનો અર્થ 'વિખ્યાત, જાણીતું, નામીચું' એવો થાય છે. જેમકે तासु रम्यासु नगरीषु ब्राह्मणः अटति स्म । (વિખ્યાત મનોહર શહેરોમાં બ્રાહ્મણ ભટક્યો.) એજ પ્રમાણે तद् સર્વનામ કોઇપણ વિભક્તિમાં એકી સાથે બે વાર વપરાય તો તેનો અર્થ 'અનેક, જાત જાતનાં,' એવો થાય છે. तानि तानि रम्यचित्राणि मम नेत्रम् आह्लादयन्ते स्म । (અનેક મનોહર ચિત્રોએ મારી આંખને આનંદ આપ્યો) : तेषु तेषु स्थानेषु अटामि । (અનેક જગ્યાએ હું ભટકું છું.)

---

વળી સર્વનામ ઉપરથી કેટલાક વિશેષણો અને અવ્યયો થાય છે, જે સંસ્કૃતમાં ઘણા પ્રચલિત હોવાથી આ સાથે આપ્યા છે.

| સ. નામ | વિશેષણો | | | અવ્યયો | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| एतद् | एतदीय આનું | एतादृश આવું | | | | इत्थम् આવીરીતે | अत्र અહિંઆ | अतः આથીકરીને અહિંથી |
| तद् | तदीय તેનું | तादृश તેવું | तति તેટલા | तदा ત્યારે | तदानीम् ત્યારે | तथा તેવીરીતે | तत्र ત્યાં | ततः ત્યાંથી ત્યારથી |
| यद् | यदीय જેનું | यादृश જેવું | यति જેટલા | यदा જ્યારે | | यथा જેવીરીતે | यत्र જ્યાં | यतः જેથી |
| किम् | | कीदृश કેવું | कति કેટલા | कदा ક્યારે | | कथम् કેવીરીતે | कुत्र ક્યાં | कुतः ક્યાંથી |
| सर्व | | | | सर्वदा હંમેશા | | सर्वथा દરેકરીતે | सर्वत्र દરેક ઠેકાણે | सर्वतः દરેકઠેકાણે |

कायः कस्य न प्रियः।

प्रजा संरक्षति नृपः, सा वर्धयते पार्थिवम्।

स भृत्यो यो विधेयज्ञः।

सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते।

यस्य नास्ति स्वयं प्रज्ञा तस्य शास्त्रैः किम्।

तन्मित्रं यस्मिन् विश्वासः।

सोत्साहानां नराणां किमसाध्यम्।

सज्जनानां समागमः सर्वेषामभ्युदयाय।

याचते कार्यकाले यः स किंभृत्यः।

खलानां बलम् परेषां परिपीडनाय।

समानं सर्वभूतेषु यः पश्यति स पण्डितः।

महाजनस्य संसर्गः कस्य नोन्नतिकारकः।

साधुसङ्गतिगङ्गया यः स्नातस्तस्य तीर्थैः किम्।

सर्वं परवशं दुःखं, सर्वमात्मवशं सुखम्।

यं यं पश्यसि तस्य तस्य पुरतो मा दीनां वाणीं वद।

न खलु स उपरतो यस्य वल्लभो जनः स्मरति[२०]।

त्वरते यस्य चित्तमध्ययनाय स कदापि नावसीदति।

अलं जनकस्यैतया पुत्रनियोगस्य चिन्तया।

परेषु मैत्री, स्वजनेषु वैरं, पश्यन्तु लोकाः कलिकौतुकानि।

यः स्वभावो हि यस्यास्ति स नित्यं दुरतिक्रमः।

सर्वस्य लोचनं शास्त्रं यस्य नास्त्यन्ध एव सः।

उद्यमेन यत्वित्तं लभध्वे तेन चित्तं विनोदयत।

यस्य शीलं प्रणश्यति न तस्य जीवितेनार्थो, न धनेन वा।

काञ्चनमणिसंयोगः कस्य लोचनानन्दं न जनयति।

यदस्मदीयं न हि तत्परेषाम्।

तासु तासु कलासु तेषु तेषु शास्त्रेषु च राजकुमारः प्रावीण्यमधिगच्छति।

विश्वासप्रतिपन्नानां वञ्चने का विदग्धता।

सुखं च दुःखं च तथैव मध्यमं निषवते यः स धुरंधरो नरः।

कोऽर्थस्तेन पुत्रेण यो वंशं समुन्नतिपदं न नयति।

प्रजानुराग एव तस्य बलम्, अन्यत्तु राज्यालंकार एव।

मधुव्रतमन्तरेण[२१] मरन्दानां को मार्मिकः ।
स हि भवति दरिद्रो यस्य तृष्णा विशाला ।
स्वार्थपरे एतस्मिन् संसारे एतादृशा दयार्द्रा विरलाः ।
यस्य सर्वत्र गतिरस्ति स कस्मात् स्वदेशरागेण विनाशं गच्छति ।
यो धरायास्तृषामशेषां शमयति सोऽम्बुदो गर्जति, गर्जतूच्चैः ।

---

**નિયમ ૨૦:**—स्मृ નો અર્થ જ્યારે 'દીલગીરી સાથે યાદ કરવું' એવો થતો હોય ત્યારે કર્મને છઠ્ઠી વિભકિતમાં મૂકવામાં આવે છે.

**નિયમ ૨૧:**—अन्तरेण અવ્યય 'સિવાય, ના સંબંધમાં,' એ અર્થોમાં બીજી વિભકિત સાથે વપરાય છે.

---

સંસ્કૃતમાં ભાષાંતર કરો:—

( ૧ ) મિત્રના દર્શનથી કોણ ખુશ થતું નથી ?
( ૨ ) પૈસા બધાને વશ કરે છે.
( ૩ ) પૈસા કોને પ્રિય નથી ?
( ૪ ) પારકાના દુખે દુખી થનારા ઓછા છે.
કોઈ પણ દુઃખની ઈચ્છા કરતું નથી.
( ૬ ) પંડીતોમાં બધા ગુણજ હોય છે અને મૂર્ખાઓમાં બધા દોષજ હોય છે એમ નથી.
( ૭ ) દયા સિવાય બીજા ધર્મ કયો ?
( ૮ ) નિશાળમાં અમે કોઈ પણ વિષયનો પાર પામતા નથી.
( ૯ ) તમો જે વાવો છો તેનું ફળ તમો મેળવો છો.
(૧૦) જેના દર્શનથી મનુષ્યોનું ચિત્ત પવિત્ર બને છે તેજ મહાત્મા.
(૧૧) આજના વખતમાં કોઈ કોઇને સ્વાર્થ વગર ચહાતું નથી.
(૧૨) મિત્રના વિયોગમાં તેને હંમેશ યાદ કરે તેજ ખરો મિત્ર.

(૧૩) માતા સિવાય બીજું કોણ બાળકની આટલી સંભાળ લે ?

(૧૪) આવું મનોહર ફૂલ કોઇને કવચિતજ મળી આવે છે.

(૧૫) ઝાડની માફક સજ્જનો અનેક ( तद् ) દુઃખો અનુભવે છે, પરંતુ શરણે આવેલાને તો સુખજ આપે છે.

---

## શબ્દકોશ

**अव+सद् [ सीद् ]** (૧ લો પ)=નાસી-પાસ થવું

**अन्तरेण** ( અ. ) = સિવાય, ના સંબંધમાં

**अस्मदीय** ( વિ. )=અમારૂં

**उच्चैः** ( અ. )=મોટેથી.

**उपरत** ( વિ. )=મરેલો

**किंभृत्यः** ( ન. )=ખરાબ નોકર ( किं= ખરાબ, भृत्यः = નોકર )

**कौतुकम्** ( ના. )=વિચિત્રતા

**त्वर्** ( ૧ લો આ )=ઉતાવળ કરવી

**दुरतिक्रमः**=ઓળંગી જવામાં મુશ્કેલ

**धरा** ( નારી )=પૃથ્વી

**नियोगः**(ન.)=નિમણુક, ધંધો વ્યાપારઃ

**नि+सेव्** ( ૧ લો આ ) =સેવન કરવું

**पार्थिवः** ( ન. )=રાજા

**प्रतिपन्न**=રહેલો, મેળવેલો

**मधुव्रतः** ( ન. )=ભ્રમર

**मरन्दः** ( ન. )=સુવાસ

**मार्मिकः** ( ન. )=રસને જાણનાર

**वञ्चनम्** ( ના. )=છેતરામણ

**वर्धय्** ( ક્રિ. )=વધારવું

**वल्लभ** ( વિ. )=સ્નેહી

**विदग्धता** ( નારી )=ચતુરાઈ

**विधेयज्ञः** ( ન. )=કરવાનું કામ જાણનાર ( विधेयं=કરવાનું કામ, ज्ञा=જાણવું )

**विनोदय्** ( ક્રિ. ) =ખુશ કરવું

**स्नात** ( વિ. )=સ્નાન કરેલો

---

દુઃખી થનાર=दुःखित

એમ નથી=इति न

પાર પામવું=पारं गम्

વાવવું=वप् ( ૧ લો પ )

આટલી=तादृक्, एतादृक् ( અ. )

સંભાળ લેવી=अव+ईक्ष् ( ૧ લો આ )

---

**મનોયત્ન ૨૩**

નીચેના શબ્દોના પ્ર. બ. વ., પ્ર. એ. વ., સ. દ્વિ વ., ષ. બ. વ., તૃ. એ. વ. ના રૂપો લખોઃ—

एतद् ( નર, નારી ), यद् ( નારી ) सर्व ( નર ), इतरेतर, तादृश नारी ), तद् ( નર, નારી ).

નીચેના સામાસિક શબ્દોનો વિગ્રહ કરોઃ—

भुजबलम्, गुणोत्करम्, परोपकारः धनाढ्यः, ग्रामोपान्ते, पस्वादः, प्रजानुरागः, लोचनानन्दम्, कार्यकालः, विद्याग्रहणम्;

———:o:———

## પાઠ ૧૭ મો
## ઇકારાંત નામો

સંસ્કૃતમાં ઇકારાંત નામો ત્રણે જાતિના હોય છે. આ જાતિ નક્કી કરવા આપણી પાસે કોઈપણ ધોરણ નથી, પરંતુ એ નામોની જે જાતિ ચોક્કસ રીતે નક્કી કરવામાં આવી છે તે વિદ્યાર્થીઓએ યાદ રાખવી જોઇએ. જાતિ ધ્યાનમાં રાખી દરેક નામને વિભક્તિના પ્રત્યયો લગાડવામાં આવે છે. આ પાઠમાં ત્રણે જાતિના ઇકારાંત નામના રૂપો તૈયાર નમૂના રૂપે આપવામાં આવ્યા છે, અને એ પ્રમાણે બીજા નામોના રૂપો તૈયાર કરી શકાય છે.

**अरिः ( નર )**

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | अरिः | अरी | अरयः |
| દ્વિતીયા | अरिम् | अरी | अरीन् |
| તૃતીયા | अरिणा* | अरिभ्याम् | अरिभिः |
| ચતુર્થી | अरये | अरिभ्याम् | अरिभ्यः |
| પંચમી | अरेः | अरिभ्याम् | अरिभ्यः |
| ષષ્ઠી | अरेः | अर्योः | अरीणाम्* |
| સપ્તમી | अरौ | अर्योः | अरिषु |
| સંબોધન | अरे | अरी | अरयः |

* તૃતીયા એકવચન અને ષષ્ઠી બહુવચનમાં અનુક્રમે પ્રત્યયો ના અને નામ્ છે. પણ નિયમ i પ્રમાણે બંને ઠેકાણે न् નો ण् થયો છે.

अतिथि, अरि, अलि, आदि, उदधि, ऋषि, रवि, हरि, વગેરે ઇકારાન્ત નામો નરજાતિના છે.

નારીજાતિના ઇકારાંત નામોના રૂપો નરજાતિના નામો પ્રમાણેજ થાય છે; માત્ર બે ફેરફારો ખાસ નોંધવા જેવા છે. ( ૧ ) બીજી બહુવચન અને ત્રીજી એકવચનમાં રૂપો ઈકારાન્ત નામોના ( वापी ) જેવા થાય છે. ( ૨ ) ચોથી એકવચન, પાંચમી એકવચન, છઠ્ઠી એકવચન અને સાતમી એકવચનના બે રૂપો થાય છે; એક ઇકારાંત નરજાતિના નામ પ્રમાણે અને બીજું ઈકારાંત નારીજાતિના નામ પ્રમાણે. આમ આ ચાર વિભકિતમાં એના બે રૂપો થાય છે.

## गति ( નારી )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | **गतिः** | **गती** | **गतयः** |
| દ્વિતીયા | **गतिम्** | **गती** | **गतीः** |
| તૃતીયા | **गत्या** | **गतिभ्याम्** | **गतिभिः** |
| ચતુર્થી | **गतये-गत्यै** | **गतिभ्याम्** | **गतिभ्यः** |
| પંચમી | **गतेः-गत्याः** | **गतिभ्याम्** | **गतिभ्यः** |
| ષષ્ઠી | **गतेः-गत्याः** | **गत्योः** | **गतीनाम्** |
| સપ્તમી | **गतौ-गत्याम्** | **गत्योः** | **गतिषु** |
| સંબોધન | **गते** | **गती** | **गतयः** |

आकृति, कीर्ति, कृति, जाति, बुद्धि, भक्ति, भीति, भूमि, रीति, विपत्ति शक्ति, शान्ति, सङ्गति, समृद्धि, संपत्ति, स्थिति, स्तुति વગેરે ઇકારાંત નામો સંસ્કૃતમાં નારીજાતિના ગણુવામાં આવે છે. ઇકારાંત વિશેષણોના નારીજાતિના રૂપો गति પ્રમાણે થાય છે.

નાન્યતરજાતિના ઇકારાંત નામો ઘણા ઓછા છે, પણ ઇકારાંત વિશેષણો નાન્યતરજાતિના નામો સાથે વપરાય ત્યારે તેમના નાન્યતર જાતિના રૂપો वारि પ્રમાણેજ કરવામાં આવે છે.

## वारि ( નાન્યતર )

| | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|
| પ્રથમા | वारि | वारिणी | वारीणि |
| દ્વિતીયા | वारि | वारिणी | वारीणि |
| તૃતીયા | वारिणा | वारिभ्याम् | वारिभिः |
| ચતુર્થી | वारिणे | वारिभ्याम् | वारिभ्यः |
| પંચમી | वारिणः | वारिभ्याम् | वारिभ्यः |
| ષષ્ઠી | वारिणः | वारिणोः | वारीणाम् |
| સપ્તમી | वारिणि | वारिणोः | वारिषु |
| સંબોધન | वारि–वारे | वारिणी | वारीणि |

---

स्वागतमतिथये ।[२२]

सज्जनानां विभूतयः परोपकाराय ।

प्रकृत्या लक्ष्मीः चंचला ।

अलं बन्धुजने परुषोक्त्या ।

अनुद्धताः सत्पुरुषाः समृद्धिभिः ।

निशापतौ कलङ्को भूषणम्, न दूषणम् ।

जात्या ब्राह्मणोऽहम्, किन्तु वृत्त्या खलु शूद्रः ।

मनोरथानामगतिर्न विद्यते ।

जवो हि सप्तेः विभूषणम् ।

आर्नवदः श्रियो मूलम् ।

उपदेशो हि मूर्खाणाम् प्रकोपाय न शान्तये ।

विकृतिं नैव गच्छन्ति सङ्गदोषेण सज्जनाः ।

क्षेत्रेभ्यो धान्यस्य राशीनानयन्ति कृषीवलाः शकटेन ।

शङ्करस्य मौलौ चन्द्रो वर्तते ।

तस्मात् स चन्द्रमौलिरिति ख्यातः ।

कृमयः किं न जायन्ते कुसुमेषु सुगन्धिषु ।

उत्तमानां प्रकृतेर्विकृतिः प्राणान्तेऽपि न जायते ।

हिमगिरेरुद्भवति भगवती पापमोचनी गङ्गा ।

अतिथिभिः शोभन्त गृहस्थानां गृहाणि ।

नष्टर्कार्तेर्मनुजस्य जीवितं ह्यफलं स्मृतम् ।

कोपेन कलुषिता मतिः कर्तव्यमकर्तव्यं वा न विमृशति ।

अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ।

श्रीहरेः पादम् पापं च तापं च दैन्यं च हरति ।

बुद्धिर्यस्य बलं तस्य निर्बुद्धेस्तु कुतो बलम् ।

स्थितिरुच्चैः पयोदानां पयोधीनामधः स्थितिः ।

न खलु रसिकानामाकृतिष्वादरोऽपि तु गुणेषु ।

सत्सङ्गतिर्धियो जाड्यं हरति, मानोन्नतिं च दिशति ।

लोभेन बुद्धिश्चलति, लोभो जनयते तृषाम् ।

व्यक्तं प्रणाशो हि पतङ्गवृत्तेः ।

वित्ते त्यागः, क्षमा शक्तौ सज्जनानाम् स्वभावः ।

संपत्तौ च विपत्तौ च महाशयानामेकरूपता ।

पत्रं पुष्पं फलं तोयं यः केशवाय भक्त्या प्रयच्छति स खलु तस्य प्रियः ।

किमिव हि मधुराणाम् मण्डनं नाकृतीनाम् ।

बधिरलोकनिवासभूमौ किं कूजितेन किल कोकिल कोमलेन ।

स्वात्यां सागरशुक्तौ पतितं वारि सन्मौक्तिकं जायते ।

अनुभवतु यावज्जीवमातृप्तेश्च[२३] पुत्रमुखसंदर्शनसुखम् ।

को धर्मः कृपयाविना क्षितिपतिः को नाम नीतिं विना ।

---

**નિયમ ૨૨:**—અભિનંદન આપતાં કે આશિર્વચન કહેતાં સ્વાગત, કુશલ, વગેરે શબ્દો સાથે ચોથી વિભક્તિ વાપરવામાં આવે છે.

**નિયમ ૨૩:**—'થી' કે 'સુધી'ના અર્થમાં આ પાંચમી વિભક્તિ સાથે વપરાય છે. જેમકે:—આ વાર્તા પહેલેથી સાંભળવાની હું ઇચ્છા રાખું છું. आमूलात् श्रोतुमिच्छामि इयं कथाम् । બધાને સંતોષ થાય ત્યાંસુધી તમે ગાઓ. आपरितोषात् सर्वेषां गायथ । હું દરરોજ સવારે તળાવ સુધી જાઉં છું आतडागात् प्रतिदिनम् प्रातः गच्छामि ।

---

શ્રી અને ધી નારી જાતના નામો છે. નારી જાતિના નામનો રૂપો કરતાં એના રૂપો કેટલીક વાર જૂદા પડે છે, માટે અહિં ધીના રૂપો આપ્યા છે. શ્રીના રૂપો પણ એ પ્રમાણે થાય છે.

## धी (નારીજાતિ)

| | એ. વ. | દ્વિ. વ. | બ. વ. |
|---|---|---|---|
| પ્રથમા | धीः | धियौ | धियः |
| દ્વિતીયા | धियम् | धियौ | धियः |
| તૃતીયા | धिया | धीभ्याम् | धीभिः |
| ચતુર્થી | धिये-धियै | धीभ्याम् | धीभ्यः |
| પંચમી | धियः-धियाः | धीभ्याम् | धीभ्यः |
| છઠ્ઠી | धियः-धियाः | धियोः | धियाम्-धीनाम् |
| સપ્તમી | धियि-धियाम् | धियोः | धीषु |
| સંબોધન | धीः | धियौ | धियः |

---

સંસ્કૃતમાં ભાષાંતર કરો:—

(૧) સિંહ સ્વભાવથીજ (प्रकृति) હાથીનો દુશ્મન (अरि) છે.

(૨) દરેક માણુસની રૂચિ (रुचि) જુદી જુદી હોય છે.

(૩) પાણીથી (वारि) અગ્નિ હોલવાય છે.

(૪) ભમરાઓથી (अलि) કમળો અને હાથીના ગણ્ડસ્થળો શોભે છે.

(૫) ધનના ઢગલાથી (राशि) પણ કંજુસ માણસને સંતોષ (तुष्टि) થતો નથી.

(૬) નાના બાળકોની વાણી (उक्ति) મધુર હોય છે.

(૭) સૂર્યની (रवि) ગેરહાજરીમાં દીવડાનો પ્રકાશ શોભે છે.

(૮) મુંબઈમાં દરીઆ (उदधि) કીનારે રેતીમાં બાળકો સાંજે રમે છે.

(૯) બીલાડીને દૂધ ગમે છે (रुचि).

(૧૦) તમો ખોટા વખાણથી (व्याजस्तुति) સંતોષ (तुष्टि) માનો છો.

(૧૧) આબાદીમાં ( ऋद्धि ) પણ ફૂલાઈ ન જનારા માણુસો થોડા હોય છે.

(૧૨) માણુસોની વિદ્યા સારા કાર્ય ( कृति ) માટે છે અને પૈસા લાયકને દાન આપવા માટે છે.

(૧૩) ઉનાળામાં સૂર્યની સખત ગરમીથી પીડાયલા માણુસોને મનને સંતોષ થાય ( तृप्ति ) તેટલું પાણી પીવા દો.

(૧૪) સત્પુરૂષો અપકીર્તિથી જેવા ડરે છે ( भीति ) તેવા મરણુથી પણ ડરતા નથી.

---

## શબ્દકોશ

### ઇકારાન્ત નામો

#### નરજાતિ

**कृमिः**=જીવડું

**क्षितिपतिः**=રાજા ( क्षितिः=પૃથ્વી )

**निशापतिः**=ચંદ્ર (રાત્રિનો રાજા)

**मौलिः**=મસ્તક

**राशिः**=ઢગલો

**वह्निः**=અગ્નિ

**सप्तिः**=ઘોડો

**हिमगिरिः**=હિમાલય પર્વત

#### નાન્યતર

**वारि**=પાણી

#### નારીજાતિ

**उक्ति**=વાણી

**ऋद्धि**=આબાદી

**तुष्टि**=સંતોષ, તૃપ્તિ

**धी**=બુદ્ધિ

**नीति**=યુક્તિપ્રયુક્તિ, રીત

**प्रकृति**=સ્વભાવ, પ્રધાન

**मति**=બુદ્ધિ

**रुचि**=શોખ

**विकृति**=વિકાર

**विभूति**=વૈભવ

**वृत्ति**=ધંધો, વલણ, વૃત્તિ

**शुक्ति**=છીપ

**श्री**=લક્ષ્મી

**स्वाति**=સ્વાતિ નક્ષત્ર

---

**अतृणम्**(ના.)=ઘાસ નહિ તે(अ=નહિ)
**अनिर्वेदः** ( ન. )=કંટાળાનો અભાવ
( **निर्वेदः**=કંટાળો )
**अनुद्धतः** (વિ. )=ઠરેલ (अन्+उद्धत)
**उच्चैः** ( વિ. )=મોટું
**कर्तव्यम्** ( ના. )=કરવા યોગ્ય કામ
**कलुषित** ( વિ. )=મલિન
**ख्यातः** ( વિ. )=જાણીતું
**जवः** ( ન. )=ઝડપ
**जाड्यम्** ( ના. )=મંદતા
**तृषा** ( નારી )=ઇચ્છા
**दैन्यम्** ( ના. )=ગરીબાઈ
**पतित** ( વિ. )=પડેલું
**पयोदः** ( ન. )=વાદળ ( पयः=પાણી, दा=આપવું )
**पयोधिः** ( ન. )=સાગર ( पयः+धिः )
**प्रणाशः** ( ન. )=નાશ
**पापमोचनी**=પાપમાંથી છોડાવનાર
**मण्डनम्** ( ના. )=શણગાર
**महाशयः** ( ન. )=મોટા આશયવાળો માણસ
**मानोन्नतिः** (નારી )=માનની ઉન્નતિ
**यावज्जीवम्** ( અ. )=જીવે ત્યાંસુધી
**व्यक्तं** ( અ. )=દેખીતી રીતે
**शकटम्** ( ના. )=ગાડુ
**सुरभि** ( વિ. )=સુવાસવાળું सुगन्धि
**स्मृत** ( વિ. )=કહેવાયલું
**स्वागतम्**=સત્કાર
**दिश्** ( ૬ ઠો પ )=બતાવવું
**उद्+भू** ( ૧ લો પ )=ઉત્પન્ન થવું
**वि+मृश्** ( ૬ ઠો પ )=વિચારવું

---

હોલવાય છે=शाम्यति
કંજુસ=कृपणः
ગેરહાજરી=अभावः
મુંબઇ=मुम्बापुरी
રેતી=वालुका
જેવા-તેવા=यादृश-तादृश

**મનોયત્ન ૨૪:**—નીચેના નામો અને વિશેષણોના બી. બ. વ., ત્રી. એ. વ., સા. દ્વિ વ., પાં. એ. વ. ના રૂપો લખોઃ—

ऋषि, रुचि, कृमि, सुगन्धि ( નાન્ય. ), विकृति, वृत्ति, शक्ति, शुचि.

---

# પુનરાવર્તન

## પરીક્ષા (૩)

૧. નીચેના વાક્યોનું ગુજરાતીમાં ભાષાંતર કરોઃ—

( i ) नीचैर्गच्छत्युपरि च दशा चक्रनेमिक्रमेण।

( ii ) किं तस्य मानुषत्वेन बुद्धिर्यस्य न निर्मला।

( iii ) सावशेषमिव देव्या वचनम्।

( iv ) निसर्गविरोधिनी जलपावकयोरिव धर्मक्रोधयोरेकत्रवृत्तिः।

( v ) गुणोऽपिपरहिंसायै चापस्य च खलस्य च।

( vi ) दारिद्र्यस्य परा मूर्तिस्तृष्णा, न द्रविणाल्पता।

(vii) कार्यकारणतः जनाः हितबुद्धयः भवन्ति।

(viii) सकलङ्को मणिः श्लाघ्यः निष्कलङ्कोऽपि नोपलः।

( ix ) गतानुगतिको लोकः, न लोकः पारमार्थिकः।

( x ) अति कष्टासु दशास्वपि जनानाम् वृत्तयो जीवितनिरपेक्षा न भवन्ति।

૨. ઉપરના વાક્યોમાં આવેલા નીચેના રૂપો ઓળખોઃ—

देव्या, परहिंसायै, कारणतः, कष्टासु.

નીચેના ક્રિયાપદોના આજ્ઞાર્થ પહેલો પુ. બ. વ., બીજો પુ. એ. વ. ત્રીજો પુ. દ્વિ વ. ના રૂપો લખોઃ—

उद् + भू, सम् + आ + गम्, परिपालय्, त्वर्, वि + मृश्.

૩. સંસ્કૃતમાં લખોઃ—

(૧) કથાપ્રમાણે વાંચો; (૨) રાત લગભગ પુરી થવા આવી છે; (૩) ઉત્સાહપૂર્વક નાચો; (૪) એકચિત્તે સાંભળો (नि + शम्, सम् + आ + कर्ण्); (૫) અનેક (तद्) ઉપાયોથી; (૬) અવર્ણનીય આનંદ; (૭) શાસ્ત્રોનો પાર પામવો; (૮) પોતાની ફરજ જાણનાર; (૯) જંગલના છેડા સુધી; (૧૦) જીવો ત્યાં સુધી ચિત્તને આનંદમાં રાખો.

૪. નીચેના સવાલોના જવાબ સંસ્કૃત વાકયોમાં આપો:—

( i ) किमर्थम् ब्राह्मणो व्याघ्रसमीपं गतः ?

( ii ) किमर्थम् कुक्कुरः मुखमुद्घाटयति ?

( iii ) कति नेत्राणि मनुजानाम् ? कति नेत्राणि शङ्करस्य ?

( iv ) कदा स्फुरतः नराणाम् दक्षिणभुजो वामलोचनं च ?

( v ) किमर्थम् दशाननस्य रावण इति अभिधानम् ?

( vi ) कति कर्णाः मनुजस्य ? को लम्बकर्ण इति ख्यातः ? कं निवारयति कर्णाभ्याम् गजः ?

૫. નીચેના વાકયો સૂચવ્યા પ્રમાણે લખો:—

( i ) मनुजः —— जिघ्रति, —— निशम्यति, —— स्वदते च ।
( ઇન્દ્રિયવાચક શબ્દો મૂકો )

( ii ) सुरेशः पाठशालां गच्छति । बकुलेशः पाठशालां गच्छति । सुरेशः पाठान् पठति । बकुलेशः पाठान् पठति ।
( च વાપરી ચારે વાકયો જોડો )

( iii ) फलानि बालकानां रुचये भवन्ति । ( रुच् ક્રિયાપદ વાપરો )

( iv ) शङ्करस्य पुत्रः गुहः । गुहः तारकासुरं पराजयते । अन्ये देवाः तारकासुरं न पराजयन्ते । ( સાદુ વાકય બનાવો )

( v ) धिक् जनानाम् ये दुःखपीडितान् न दयन्ते स्वार्थे चैव केवलं स्पृहयन्ति । ( વાકય સુધારી લખો )

( vi ) वसिष्ठगुरोः अनुज्ञया नृपतिः दशरथः अनुमन्यते ऋषेः अभ्यर्थनाम् ।
( સંધિ કરી વાકય લખો )

( vii ) मदीयोटजे मार्कण्डेयस्यर्षेर्मृत्तिकाया मयूरस्तिष्ठति । तमस्मायुपहर ।
( સંધિ છૂડી પાડો )

૬. નીચેના શબ્દોમાં કયા ધાતુઓ છે તે લખોઃ—

( अ ) आहारः, संतोषः, विस्मयः, आह्लादः, आवाहनम्, मरणम्, विनाशः, जीवनम्, उपदेशः, ज्वलनम्.

( ब ) નીચેના વિશેષણો ઉપરથી ભાવવાચક નામ બનાવોઃ—

कृश, पटु, रमणीय

અથવા

બંને વચ્ચેનો તફાવત સમજાવોઃ—

पापः, पापम्; मित्रः, मित्रम्; सलिलम्, सलीलम्; आचार्या, आचार्यानी;

૭. સંસ્કૃતમાં ભાષાંતર કરોઃ—

( ૧ ) જો હૃદય પાપ વિનાનું હોય તો તીર્થનું પણ શું કામ ?

( ૨ ) માણસના પોતાના કાર્યોજ તેને મોટાઈ આપે છે ( गुरुत्वं नी )

( ૩ ) વાચનથી જ્ઞાન વધે છે; વિનયથી જ્ઞાન દીપે છે.

( ૪ ) જેને જેને તમો જુઓ તેને તેને મીઠા વચનો કહો.

( ૫ ) કેટલાક માબાપો પોતાની છોકરી ગમે તેને ( यद् અને किम् ) પરણાવે છે ( परि + नी ).

( ૬ ) માબાપો છોકરાઓ માટે ત્રિધવિધ ( तद् ) દુઃખો ભોગવે છે.

## શબ્દકોશ

**नेमिः** ( નારી )=આરા

**सावशेषम्**=અધુરૂં ( स = સાથે अवशेषम्=બાકી )

**निसर्गविरोधिनी**=કુદરતી વિરૂદ્ધ

**गुणः** ( ન. ) =દોરી, ગુણ

**चापः** ( ન. )=ધનુષ્ય

**सकलङ्क**=કલંકવાળું ( स=સાથે )

**गतानुगतिकः**=એકએકની પાછળ જનાર

**पारमार्थिक** ( વિ. )=સત્યને ચાહનાર

**जीवितनिरपेक्ष**=જીવનની ઇચ્છા વગરની.

———:o:———

विश्वामित्रः दशरथं रामलक्ष्मणौ याचते



## પાઠ ૧૮ મો

# विश्वामित्रः दशरथं रामलक्ष्मणौ याचते

रामोऽयोध्याया नृपस्य दशरथस्य पुत्रः। रामस्य जननी कौशल्या। दशरथस्य अपरः सुतो लक्ष्मणः। लक्ष्मणस्य जननी सुमित्रा। लक्ष्मणो रामस्य बाल्यात् प्रभृतिः[२४] प्रियः। एकदा विश्वामित्रो वनात् आगच्छति दशरथं च कुशलं पृच्छति। नृपालो विश्वामित्रमर्घ्येण पूजयति, तस्यागमनस्य कारणं पृच्छति च। नृपस्यातिथ्येन प्रसन्नः विश्वामित्रो वदति। यत्राहं वने वसामि तत्र द्वौ राक्षसा अपि वसतः। तौ द्वौ यज्ञस्य वेदीं रुधिरेण सिञ्चतः। तस्मात् विघ्नकरानां राक्षसानामुच्छेदाय रामं याचे इति। विश्वामित्रस्य वचनेन दुःखितो दशरथो प्रतिवदति। अद्यापि रामो बालक एव। राक्षसैः सह[२५] युद्धाय नालम्। अतः सैन्येन सहाहमागच्छामि राक्षसान् च निषूदये इति। विश्वामित्रो दशरथाय कुप्यत्यारक्ताभ्याम् नेत्राभ्यां भाषत च। भूपाल, तवाभीष्टं कर्तुमुद्यतोऽस्मीति तव प्रतिज्ञा। इदानीं च तत्कर्तुमहमक्षम इति वदसि। किं प्रतिज्ञाभङ्गेन न लज्जसे। किं तव कुलस्येतत् सदृशम्[२६]। धिक् त्वाम्, गच्छाम्यहं यथागतामिति। गमनायोद्यतस्य विश्वामित्रस्य क्रोधावेगेन विस्मितो वसिष्ठो दशरथमुपदिशति। नरेन्द्र, नैतत्तवोचितम्। तव प्रतिज्ञा मिथ्या मा भवतु। स्वधर्मं मा त्यज। यज्ञस्य रक्षणाय विश्वामित्रेण सह रामलक्ष्मणो गच्छताम्। ऋषेर्विविधान्यस्त्राणि तयोस्त्राणायालम्। तेषाम् प्रभावेण रामस्य राक्षसेभ्यो भयं न वर्तते इति। दशरथो विश्वामित्रं वदति देव क्षमस्व माम्। मम द्वौ पुत्रा आर्यं नमतः वनगमनाय च उद्यतौ। प्रतिष्ठताम् देवस्ताभ्यामिति। दशरथस्यौदार्येण भृशं तुष्टः स मुनी रामलक्ष्मणाभ्याम् सरयूतीरेण वनाय प्रस्थितः।

---

**નિયમ ૨૪:**—પ્રભૃતિ " થી " ( since ) ના અર્થમાં પાંચમી વિભક્તિ સાથે વપરાય છે.

**નિયમ ૨૫:**—સહ અવ્યય ત્રીજી વિભક્તિ સાથે વપરાય છે.

**નિયમ ૨૬:**—સદૃશ નો અર્થ ' યોગ્ય ' થતો હોય ત્યારે જેના સંબંધમાં યોગ્યતા સૂચવવી હોય તે શબ્દને છઠ્ઠી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

**उच्छेदाय** रामं याचे = **उच्छेदं कर्तुम्** रामं याचे
**वनाय** प्रस्थितः = **वनं गन्तुम्** प्रस्थितः

સંસ્કૃતમાં હેત્વર્થકૃદન્ત અધ્યાકૃત રાખવામાં આવે તો તેનો અર્થ કૃદન્તના કર્મને ચોથી વિભકિતમાં મૂકી દર્શાવામાં આવે છે.

———:o:———

( i ) किमर्थम् विश्वामित्रो दशरथमागच्छति ?

( ii ) किमर्थम् विश्वामित्रो दशरथाय कुप्यति ?

( iii ) किमुपदिशति दशरथं मुनिसत्तमो वासिष्ठः ?

( iv ) केन मार्गेण विश्वामित्रो वनाय प्रस्थितः ?

## શબ્દકોશ

**अक्षम** ( વિ. )=અસમર્થ ( अ+क्षम)
**अभीष्टम्** ( ના. )=ઇચ્છેલું કાર્ય
**आरक्तम्** ( વિ. )=સ્હેજ લાલ
**इदानीं** ( અ. )=હમણાં
**उच्छेदः** ( ન. )=નાશ
**उद्यत** ( વિ. )=તૈયાર થયેલો
**कर्तुम्** ( કૃ. )=કરવાને
**त्राणः** ( ન. )=બચાવ
**प्रभृति** ( અ. )=થી
**प्र + स्था** ( ૧ લો પ. )=ઉપડવું
**प्रस्थितः** ( ક્રિ. )=ઉપડ્યો
**रुधिरम्** ( ના. )=લોહી
**सार्धम्** ( અ. )=સાથે

# પાઠ ૧૯ મો

## काकस्य तृषाशान्तिः ।

१ शाखायाम्, तृषार्तः अनतिदूरे, पश्यति

२ उपरि, निम्नप्रदेशे, जलपानाय, अलम्

३ खिन्नः, अवतरति, उपलानाम्, उपायं घटयति

४ आनयति, विसृजति, अनेकान्, पातयति

५ ऊर्ध्वम् व्रजति, तृषां शमयति, मुखं स्पृशति, उड्डयते

નીચે આપેલા પાંચ ચિત્રોની સામે ઉપર આપેલા પાંચ શબ્દસમૂહો માંથી શબ્દો લઈ અર્થસૂચક વાકયો ગોઠવી વાર્તા લખો.

( i )



( ii )



(iii)

(iv)



( v )

(vi)





( vii ) ____________________

( viii ) ____________________

( ix ) ____________________



( x ) ____________________

( xi ) ____________________

( xii ) ____________________



( xiii ) ____________________

( xiv ) ____________________

( xv ) ____________________

**મનોયત્ન ૨૫:**—કાગડાએ પોતાની તરસ કેવી રીતે મટાડી તે ચાર વાકયોમાં લખો

## પાઠ ૨૦ મો

### વ્યંજનસંધિ

આપણે પાઠ ૧૦ માં સ્વરસંધિ અને વિસર્ગસંધિના નિયમો વાંચ્યા. આ પાઠમાં આપણે વ્યંજનસંધિના નિયમો વિચારીએ.*

तद् + परेषाम् = तत्परेषाम् ; लभ् + स्यते लप्स्यते

**સં. નિયમ:—( xiii ) પદને અંતે અનુનાસિક સિવાયનો વ્યંજન હોય** અને એના પછી કોઈ કઠોર વ્યંજન આવે તો પહેલા વ્યંજનને બદલે તેનાજ વર્ગનો પહેલો અક્ષર મૂકવામાં આવે છે.

अवदत् + शठः = अवदत्शठः ( નિયમ xiii ), अवदत्छठः
तद् + शरासनम् = तत्शरासनम् ( ,, ), तत्छरासनम्

**સં. નિયમ:—**( xiv ) પદને અંતે અનુનાસિક સિવાયનો વ્યંજન હોય અને તેના પછી श् આવે, તથા એ श् ની પછી કોઈ સ્વર, અંતઃસ્થ વ્યંજન, અનુનાસિક કે ह् આવે, તો પહેલા વ્યંજનને બદલે વિકલ્પે छ् મૂકવામાં આવે છે.

जगत् + ईशः = जगदीशः दिक् + गजः = दिग्गजः
दिक् + अम्बरः = दिगम्बरः उपानह् + भ्याम् = उपानड्भ्याम्

**સં. નિયમ:—**( xv ) પદને અંતે અનુનાસિક સિવાયનો વ્યંજન હોય અને તેના પછી કોઈ મૃદુ વ્યંજન અગર સ્વર આવે તો પહેલા વ્યંજનને બદલે તેનાજ વર્ગનો ત્રીજો અક્ષર મૂકવામાં આવે છે.

वाक् + हस्तौ = वाग्हस्तौ ( નિયમ xv ), वाग्घस्तौ
अवदत् + हरिः = अवदद् हरिः ( ,, ), अवदद्धरिः

---

* સરળતા ખાતર આ પાઠમાં વ્યંજનસંધિનાં ઘણા નિયમો એકી સાથે ક્રમવાર આપવામાં આવ્યા છે. પણ બધાજ નિયમો વિદ્યાર્થીઓએ એકી વખતે અને એજ ક્રમમાં કરવાના નથી. પાઠોમાં જેમ જેમ ઉપયોગ આવતો જાય તેમ તેમ આ નિયમો શીખવવા.

**સં. નિયમ:**—( xvi ) પદને અંતે અનુનાસિક સિવાયનો વ્યંજન આવે અને તેના પછી ह् આવે તો ह् ને બદલે પહેલા વ્યંજનના વર્ગનો ચોથો અક્ષર વિકલ્પે મૂકવામાં આવે છે.

अवदत्+मुरारिः = अवदद्मुरारिः ( નિયમ xv ), अवदन्मुरारिः
षट् + मासाः = षड्मासाः ( ,, ), षण्मासाः

**સં. નિયમ:**—( xvii ) ( *a* ) પદને અંતે અનુનાસિક, र् કે ह् સિવાયનો વ્યંજન હોય અને તેની પછી પ્રત્યયનો નહી એવો કોઈ અનુનાસિક આવે તો પહેલા વ્યંજનને બદલે તેનાજ વર્ગનો અનુનાસિક વિકલ્પે મૂકવામાં આવે છે.

वाक्+मय = वाङ्मय तत्+मात्र = तन्मात्र.
मृद्+मय = मृन्मय =मृण्मय ( સરખાવો નિયમ i પા. ૧૩ )

( *b* ) પદને અંતે અનુનાસિક, र् કે ‸ સિવાયનો વ્યંજન હોય અને તેના પછી પ્રત્યયનો અનુનાસિક આવે તો પહેલા વ્યંજનને બદલે તેનાજ વર્ગનો અનુનાસિક મૂકવામાં આવે છે.

**સં. નિયમ :**—( xviii ) પદને અંતે અનુનાસિક સિવાયનો કોઇ વ્યંજન આવે અને તેના પછી કાંઈપણ ન આવે તો તે વ્યંજનને બદલે તેનાજ વર્ગનો પહેલો અગર ત્રીજો અક્ષર મૂકવામાં આવે છે.

**સં. નિયમ:**—( xix ) **પદને અંતે અનુનાસિક હોય**-પદાન્તે म् ના અનુસ્વાર માટે સરખાવો નિયમ ii પા. ૨૨ તથા પા. ૨૬ પરની ફૂટનોટ.

अस्मिन् + लोके = अस्मिँल्लोके तान् + लक्ष्मणः = ताँल्लक्ष्मणः

**સં. નિયમ:**—( xx ) પદને અંતે न् આવે અને તેના પછી ल् આવે તો न् ને બદલે અનુનાસિક ल् ( लँ् ) મૂકવામાં આવે છે.

तान् + च = तांः च = तांश्च ( સરખાવો સં. નિયમ xic. )
बिडालान् + ताडयति = बिडालांः ताडयति = बिडालांस्ताडयति

**સં. નિયમ:**—( xxi ) પદને અંતે न् આવે અને તેના પછી च्, छ्, ट्, ठ्, त કે थ् આવે, તથા એ પૈકીના વ્યંજન પછી કોઈ સ્વર,

અનુનાસિક, અંતઃસ્થ, કે ह् આવે, તો न् નો અનુનાસિક અને વિસર્ગ કરવામાં આવે છે.

अस्मिन् + अरण्ये = अस्मिन्नरण्ये ; पिबन् + उज्जवलम् = पिबन्नुज्वलम्

**સં. નિયમ:**—( xxii ) પદને અંતે न्, ण् અગર ङ् આવે, અને એની આગળ કોઈ હ્રસ્વ સ્વર તથા એની પછી કોઈ સ્વર આવે, તો ङ्, ण्, કે न् ને બેવડાવવામાં આવે છે.

**સં. નિયમ:**—( xxiii )—પદમાં આવેલા न् નો ण् કરવા માટે સરખાવો નિયમ i પા. ૧૩.

विद्वान् + स + औ = विद्वांसौ          यशान् + सि = यशांसि.

**સં. નિયમ:**—( xxiv ) કોઈપણ પદમાં म् અગર न् આવે અને તેના પછી કોઈ અનુનાસિક, અંતઃસ્થ કે ह् સિવાયનો વ્યંજન આવે તો म् કે न् નો અનુસ્વાર કરવામાં આવે છે.

सत् + चरितम् = सच्चरितम्          वृक्षान् + डयते = वृक्षाण्डयते
अरीन् + जयति = अरीञ्जयति          उद् + डयते = उड्डयते

**સં. નિયમ:**—( xxv ) त વર્ગના કોઇપણ વ્યંજનની સાથે च વર્ગનો કોઈપણ વ્યંજન આવે તો त વર્ગના વ્યંજનને બદલે च વર્ગનો તેટલામોજ અક્ષર મૂકવામાં આવે છે. એજ પ્રમાણે त વર્ગના વ્યંજનની સાથે ट વર્ગનો કોઈ વ્યંજન આવે તો त વર્ગના વ્યંજનને બદલે ट વર્ગનો તેટલામોજ વ્યંજન મૂકવામાં આવે છે.

अपश्यत् + लोकः = अपश्यल्लोकः          भगवत् + लीला = भगवल्लीला

**સં. નિયમ:**—( xxvi ) त વર્ગના અનુનાસિક સિવાયના કોઈપણ વ્યંજનની પછી ल् આવે તો આગલા વ્યંજનનો ल् કરવામાં આવે છે.

अगच्छ + स् = अगच्छः          नृपे + भ्यस् = नृपेभ्यः

**સં. નિયમ:**—( xxvii ) (*a*) પદને અંતે स् આવે અને એના પછી કોઈ અક્ષર આવે અગર ન આવે તો स् નો વિસર્ગ કરવામાં આવે છે.

चिनो + सि = चिनोषि          स्तौ + सि = स्तौषि

(*b*) स् ની આગળ अ કે आ સિવાયનો સ્વર, અંતઃસ્થ વ્યંજન, क વર્ગનો કોઈ વ્યંજન કે ह् આવે તો स् નો ष् કરવામાં આવે છે.

पुनर् + च = पुनः च = पुनश्च ( સરખાવો સં. નિયમ xic. )

**સં. નિયમઃ**—( xxviii ) (*a*) પદને અંતે र् આવે અને તેની પછી કોઈ કઠોર વ્યંજન આવે અગર કાંઈ ન આવે તો र् નો વિસર્ગ કરવામાં આવે છે.

(*b*) र् પછી र् આવે તો र् નો લોપ થાય છે, અને र् ની આગળ अ, इ કે उ હોય તો તે દીર્ઘ કરવામાં આવે છે.

---

સ્વરસંધિના આપણે જે નિયમો જોયા છે તેના કેટલાક જાણીતા અપવાદો અહીં આપ્યા છે. જેમકેઃ—

प्र + ऊढा = प्रौढा; स्व + ईरिन् = स्वैरिन्; मन + ईषा = मनीषा; कुल + अटा = कुलटा; सीमन् + अन्तः = सीमन्तः; गो + इन्द्रः = गवेन्द्रः; गो + अक्षः = गवाक्षः .

તેવીજ રીતે सम् + कार = संस्कारः ; कान् + कान् = कांस्कान्.

---

**મનોયત્ન ૨૬ :**—સંધિ કરો–नगरात् + नगरम्; सत + चित् + आनन्दः ; जगत् + हितम् ; कान् + तत्र; अपिबत् + जलम्; एतत् + श्रुत्वा ; कार्यवशात् + जनः; पुनर् + रम्यते ; तद् + ज्ञः ; तस्मिन् + तरौ ; समिध् + हरणम्; अवदत् + छात्रः ; अभि + सेकः ; संपद् + लाभः ; उपायान्+ चिन्तयन्; मृद् + शय्या ; हसन् + आगतः ; तद् + लीनः ; भवान् + लिखति; यावत् + जीवम् ; षड् + मातुरः ; तद् + मय ; तान् + तान् + लीलया.

## પાઠ ૨૧ મો

### ઉકારાંત અને ઊકારાંત નામો

मरणमवश्यमेव जन्तोः ।

शीतकिरणैस्तर्पयाति विश्वमिन्दुः ।

रोगाः शत्रव इव देहम् प्रहरन्ति ।

व्याधिना समो रिपुर्न ।

तरवः फलोद्गमैर्नम्रा भवन्ति ।

शिशवो रथ्यायाम् पांसुभिः क्रीडन्ति ।

न हि कृतमुपकारं साधवो विस्मरन्ति ।

पशूनामपि स्वेष्वपत्येषु वात्सल्यम् ।

ईश्वरस्य प्रसादेन पङ्गुरपि गिरिमारोहति ।

न त्यजन्ति रुतं मञ्जु काकसंपर्कतः पिकाः ।

विनयेन विना का श्रीः, का निशा विधुना विना ।

वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ।

क्षमा शत्रौ च मित्रे च यतीनामेव भूषणम् ।

रिपूणां कुलक्षयेण दिष्ट्या वर्धसे ।[२७]

चित्ते उक्तौ क्रियायां च साधूनामेकरूपता ।

किं तया धेन्वा या न दुग्धदा ।

गुरोर्वचनमुल्लङ्घयाति मूर्खः ।

न भवति बिसतन्तुर्वारणं वारणानाम् ।

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।

अल्पानामपि वस्तूनां संहतिः कार्यसाधिका ।

मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम् ।

विद्या बन्धुजनो विदेशगमने, विद्याविहीनः पशुः ।

श्वश्रुः कटुवचनैर्वध्वाः कपोलयोर्नयनाभ्याम् अश्रूणि गलन्ति ।

वितरति गुरुः प्राज्ञे विद्यां यथैव तथा जडे ।

न लभन्ते विनोद्योगं जन्तवो भूतिनां पदम् ।

भ्रमात् रज्जुं सर्पं मन्ये ।

साधवो फलेन हि, न तु कण्ठेन, निजोपयोगितां वदन्ति ।

शिक्षा साधोर्गुणाय भवति, नासाधोः ।

शर्करायाः सेवनं न तावत् पथ्यं यावत् मधुनः ।

वस्तुन्यवस्त्वारोपोऽज्ञानम् ।
एको हि दोषो गुणसंनिपाते निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः ।
श्वश्रूणां च स्नुषाणां च प्रायो लोके न सौहृदम् ।
साधोः प्रकोपितस्यापि चित्तं विक्रियां न गच्छति ।
बाणसंनिपातः मृदूनि मृगशरीरे तूलराशाविवाग्निः भवति ।

यो देहमर्पयति अन्यसुखस्य हेतोस्तस्मै वदान्यगुरवे तरवे नमोऽस्तु ।
आहारनिद्राभयं च सामान्यमेतत् पशुभिर्नराणाम् ।
उपजनयति हि प्रभूनाम् प्रसादलवोऽपि प्रागल्भ्यम् अधीरप्रकृतेः ।

---

**નિયમ ૨૭**—दिष्ट्या वृध् નો અર્થ 'અભિનંદન આપવું' થાય છે. જે પ્રસંગને માટે અભિનંદન આપવાના હોય તે પ્રસંગસૂચક શબ્દને ત્રીજી વિભકિતમાં મૂકવામાં આવે છે.

---

ઉકારાંત નામોનાં રૂપો નરજાતિમાં शिशु પ્રમાણે, નારીજાતિમાં धेनु પ્રમાણે, અને નાન્યતર જાતિમાં वस्तु પ્રમાણે થાય છે. વિદ્યાર્થીઓ જોઈ શકશે કે આ રૂપો इ કારાન્ત નામોના જેવાજ છે; માત્ર સરળતા ખાતર અહિં તૈયાર રૂપો આપ્યા છે.

### शिशु* ( નરજાતિ )

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | शिशुः | शिशू | शिशवः |
| દ્વિતીયા | शिशुम् | शिशू | शिशून् |
| તૃતીયા | शिशुना | शिशुभ्याम् | शिशुभिः |
| ચતુર્થી | शिशवे | शिशुभ्याम् | शिशुभ्यः |
| પંચમી | शिशोः | शिशुभ्याम् | शिशुभ्यः |
| ષષ્ઠી | शिशोः | शिश्वोः | शिशूनाम् |
| સપ્તમી | शिशौ | शिश्वोः | शिशुषु |
| સંબોધન | शिशो | शिशू | शिशवः |

पशु, शत्रु, साधु, हेतु વગેરે નામોના રૂપો शिशु પ્રમાણે થાય છે.

## धेनु† ( નારીજાતિ )

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | धेनुः | धेनू | धेनवः |
| દ્વિતીયા | धेनुम् | धेनू | धेनूः |
| તૃતીયા | धेन्वा | धेनुभ्याम् | धेनुभिः |
| ચતુર્થી | धेनवे, धेन्वै | धेनुभ्याम् | धेनुभिः |
| પંચમી | धेनोः–धेन्वाः | धेनुभ्याम् | धेनुभ्यः |
| ષષ્ઠી | धेनोः–धेन्वाः | धेन्वोः | धेनूनाम् |
| સપ્તમી | धेनौ–धेन्वाम् | धेन्वोः | धेनुषु |
| સંબોધન | धेनो | धेनू | धेनवः |

तनु, रज्जु, चञ्चु વગેરે નારીજાતિના નામોના રૂપો આ પ્રમાણે થાય છે.

## वसु‡ ( નાન્યતરજાતિ )

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | वसु | वसुनी | वसूनि |
| દ્વિતીયા | वसु | वसुनी | वसूनि |
| તૃતીયા | वसुना | वसुभ्याम् | वसुभिः |
| ચતુર્થી | वसुने | वसुभ्याम् | वसुभ्यः |
| પંચમી | वसुनः | वसुभ्याम् | वसुभ्यः |
| ષષ્ઠી | वसुनः | वसुनोः | वसूनाम् |
| સપ્તમી | वसुनि | वसुनोः | वसुषु |
| સંબોધન | वसो, वसु | वसुनी | वसूनि |

---

* शिशु ના રૂપ हरि જેવાજ છે. हरि માં જ્યાં इ નો य् થાય છે ત્યાં शिशु માં उ નો व् થાય છે, અને જ્યાં इ નો ए થાય છે ત્યાં उ નો ओ થાય છે. આ બંને ફેરફારો સંધિ નિયમ ( ii ) ને અનુસરી કરવામાં આવ્યા છે તે વિદ્યાર્થીઓ જોઈ શકશે. માત્ર સાતમી એકવચનમાં इ તેમજ उ બંનેનો औ કરવામાં આવ્યો છે.

† ઉપર બતાવેલા ફેરફારો સિવાય धेनु ના રૂપ गति જેવાજ છે.

‡ वारि ના રૂપ સરખાવો.

अश्रु, वस्तु વગેરે નાન્યતર જાતિના નામોના રૂપો આ પ્રમાણે થાય છે.

---

આપણે આ પુસ્તકમાં જે ऊ કારાન્ત નામો શીખવાના છે તે બધા નારીજાતિના નામો છે અને તેમના રૂપો चमू પ્રમાણે કરવા.

**चमू* ( નારીજાતિ )**

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | चमूः | चम्वौ | चम्वः |
| દ્વિતીયા | चमूम् | चम्वौ | चमूः |
| તૃતીયા | चम्वा | चमूभ्याम् | चमूभिः |
| ચતુર્થી | चम्वै | चमूभ्याम् | चमूभ्यः |
| પંચમી | चम्वाः | चमूभ्याम् | चमूभ्यः |
| ષષ્ઠી | चम्वाः | चम्वोः | चमूनाम् |
| સપ્તમી | चम्वाम् | चम्वोः | चमूषु |
| સંબોધન | चमु | चम्वौ | चम्वः |

वधू, श्वश्रू, भू વગેરે ऊ કારાંત નારીજાતિના નામોના રૂપો આ પ્રમાણે તૈયાર કરવા.

---

સંસ્કૃતમાં ભાષાંતર કરોઃ—

( ૧ ) પવનથી ( वायु ) ઝાડો ( तरु ) હાલે છે.

( ૨ ) ગાયને ચાર પગ અને બે શીંગડા છે.

( ૩ ) નકામી વસ્તુનો ( वस्तु ) સંગ્રહ કરવાથી શો ફાયદો ?

( ૪ ) તું જેટલી દ્રવ્યની ( वसु ) ઇચ્છા કરે છે તેટલી વિદ્યાની કરતો નથી.

---

* વિદ્યાર્થીઓ જોઈ શકશે કે चमू ના રૂપ वापी ના રૂપ ( પા. ૭૩ ) જેવાજ છે. માત્ર वापी માં ई નો જ્યાં य् થયો છે ત્યાં चमू માં ऊ નો व् થયો છે. સંધિનો આ ફેરફાર આપણે શિખી ગયા છીએ. આ ઉપરાંત પ્રથમા એકવચનમાં वापी ને બદલે चमूः છે. આ રીતે યાદ રાખવાથી રૂપો સરળતાથી મોઢે રહી શકશે.

(૫) બાળકના (शिशु) ધવલ (शुचि) હાસ્યથી કયા પિતાનું મન રાજી થતું નથી.

(૬) પૃથ્વીમાં રહેલા ઘણા ખનીજો પાણીમાં (वारि) ઓગળે છે: તેથી પાણી કોઈવાર ખારૂં લાગે છે.

(૭) વિષ્ણુની પત્ની લક્ષ્મી છે, અને શંકર (शम्भु) ની પત્ની પાર્વતી છે.

(૮) કુળને ભારરૂપ માણસો વડીલોને પ્રણામ કરતા નથી.

(૯) કોઈપણ કારણ (हेतु) વિના બાહુયુદ્ધ (કરવું એ) મૂર્ખ માણસનું લક્ષણ છે.

(૧૦) રામના સૈન્યના (चमू) નાયક ચંદ્રકેતુને લવ અને કુશ હંફાવે છે.

(૧૧) સજ્જન માણસની શકિત પારકાનું રક્ષણ કરવા માટે છે, અને ધન દાન માટે છે.

(૧૨) ચંદ્ર (इन्दुः) નું બિમ્બ શુદ પક્ષમાં વધે છે, અને વદ પક્ષમાં ઘટે છે.

---

## શબ્દકોશ

**इन्दुः** (ન.)=ચંદ્ર
**गुरुः** (ન.)=વડીલ
**जन्तुः** (ન.)=પ્રાણી
**तरुः** (ન.)=ઝાડ
**धेनुः** (નારી)=ગાય
**पांसुः** (ન)=ધૂળ
**बिसतन्तुः** (ન.)=કમળના રેષા
**मधु** (ના.)=મધ
**मञ्जु** (વિ.)=મંજુલ, મધુર
**रज्जुः** (નારી)=દોરડું
**रिपुः** (ન.)=દુશ્મન
**वधूः** (નારી)=છોકરાની વહુ સ્નુષા
**विधुः** (ન.)=ચંદ્રમા
**शिशुः** (ન.)=બાલક
**श्वश्रूः** (નારી)=સાસુ

---

**अस्तु** ( अस्=હોવું )=હોજો
**तृप्** ( १ લો પ )=ખુશ કરવું
**वि+तॄ** ( १ લો પ )=આપવું
**प्र+हृ** ( १ લો પ )=મારવું
**अङ्कः** ( ન. )=ડાઘો
**अपत्यम्** ( ના. )=બાલક
**अवस्त्वारोपः** ( ન. )=ખોટી વસ્તુનું આરોપણ ( अ + वस्तु + आरोपः = આરોપણ )
**उद्गमः** ( ન. )=ફાલ
**कार्यसाधिका** ( નારી )=કાર્ય સાધનાર ( साधू=સાધવું )
**जिह्वाग्रम्** ( ના. ) = જીભનું ટેરવું ( जिव्हा+अग्रम् )
**तूलः** ( ન. )=રૂ
**दुग्धदा** ( નારી )=દૂધ આપનાર
**रथ्या** ( નારી )=મહોલ્લો
**वारणं** ( ના. )=બંધન
**वारणः** ( ન. )=હાથી
**शरीरस्थः** ( ન. )=શરીરમાં રહેલો ( स्था=રહેવું )
**सम** ( વિ. )=સરખો
**सौहृदम्** ( ના. )=મિત્રતા
**संनिपातः** ( ન. )=જથ્થો
**संहतिः** ( નારી )=સંપ
**हलाहलम्** ( ના. )=ઝેર

---

ચાર=चत्वारः ( પ્ર. બ. વ. )
શીંગડું=श्रृङ्गम्, विषाणम्
બે=द्वे ( પ્ર. દ્વિ વ. )
નકામી=फल्गु ( વિ. )
રહેલા=स्थित ( વિ. )
ઓગળવું=द्रु ( १ લો પ )
કુલને ભારરૂપ=कुलपांसुः
બાહુયુદ્ધ=द्वंद्वम्
વદપક્ષ=कृष्णपक्षः
હંફાવવું=परा + जि ( १ લો આ )

---

## પાઠ ૨૨ મો

## વિધ્યર્થ

પ્રાર્થના, ઇચ્છા, સંભવ, શકયતા, આજ્ઞા, આશા વગેરે દર્શાવવા સંસ્કૃતમાં વિધ્યર્થ વપરાય છે. વિધ્યર્થના પ્રત્યયો નીચે પ્રમાણે છેઃ—

| | પરસ્મૈપદ | | | આત્મનેપદ | | |
|---|---|---|---|---|---|---|
| ૧ લો પુ. | ईयम् | ईव | ईम | ईय | ईवहि | ईमहि |
| ૨ જો પુ. | ईस् | ईतम् | ईत | ईथाः | ईयाथाम् | ईध्वम् |
| ૩ જો પુ. | ईत् | ईताम् | ईयुः | ईत | ईयाताम् | ईरन् |

ધાતુને ગણની નિશાની લગાડ્યા પછી જે પદનો ધાતુ હોય તે પદના પ્રત્યયો લગાડવામાં આવે છે. જેમકે मुद् + अ + ईय = मोद् + अ+ईय= मोदेय (સરખાવો સં. નિયમ ii); बुध् + अ + ईस्= बोध + ईस् = बोधेस् = बोधेः ( સરખાવો સં. નિયમ xxviia )

### बुध् ( પરસ્મૈપદ )

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | बोधेयम् | बोधेव | बोधेम |
| ૨ જો પુ. | बोधेः | बोधेतम् | बोधेत |
| ૩ જો પુ. | बोधेत् | बोधेताम् | बोधेयुः |

### मुद् ( આત્મનેપદ )

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | मोदेय | मोदेवहि | मोदेमहि |
| ૨ જો પુ. | मोदेथाः | मोदेयाथाम् | मोदेध्वम् |
| ૩ જો પુ. | मोदेत | मोदेयाताम् | मोदेरन् |

---

विना हि सूर्येण न भवेत् प्रवृत्तिः।

यावज्जीवं सुखं जीवेत्।

दुर्बला युद्धे वैतसीं वृत्तिमाचरेयुः।

पण्डितानां समाजे मूर्खा मौनं भजेयुः।

सत्यं वदेत्, प्रियं वदेत्, न वदेत्प्रियमनृतं कदा।

तथानुवर्तेमहि यथा हास्यास्पदं न भवेम।

यदेव रोचते यस्मै भवेत्तत्तस्य सुन्दरम्।

अनित्यं यौवनं रूपं, मुह्येत्तत्र न पण्डितः।

धनानि जीवितं चैव परार्थे उत्सृजेयम्।

विषमप्यमृतं क्वचिद्भवेदमृतं वा विषमीश्वरेच्छया।

अनुरूपां भार्यां लभेथाः।

रुष्टोऽपि कुञ्जरो वन्यो न व्याघ्रं धर्षयेद् वने ।

अल्पस्य हेतोर्बहु न त्यजेत्प्राज्ञः ।

न मुह्येदर्थकृच्छ्रेषु, न च धर्मं परित्यजेत् ।

कः कस्यापि सहाय्यं न कदाचन व्यपेक्षेत ।

उत्तमं प्रणिपातेन नीचं चाल्पप्रदानेन योजयेत् ।

श्रुतेन किं येन न धर्ममाचरेः ।

आ मृत्योः श्रियमन्विच्छेत्, न एनां दुर्लभां मन्येत ।

रोगं च शत्रुं च नोपेक्षेमहि ।

को हि नाम शरीराय धर्मापेतं समाचरेत् ।

क्षणशः कणशश्चैव विद्यामर्थं च साधयेत् ।

शत्रुमुन्मूलयेत्प्राज्ञस्तीक्ष्णं तीक्ष्णेन शत्रुणा ।

अपिनाम[२८] अयम् प्रस्तावः मृगतृष्णिकैव न मे विषादाय कल्पेत ।

अर्थसिद्धिः परमा न हर्षयेज्जनं, तथैव काले व्यसनं न मोहयेत् ।

तप्तं भूयः दिनकरस्य मरीचिजालैः देहं त्यजेदपि हिमं, न तु शीतलत्वम् ।

---

**નિયમ ૨૮ :**—अपिनाम આશાસૂચક અવ્યય તરીકે વાપરવામાં આવે છે. अपिनाम जीवेत् स ब्राह्मणशिशुः । હું આશા રાખું છું કે તે બ્રાહ્મણનો છોકરો જીવે.

---

સંસ્કૃતમાં ભાષાંતર કરો:—

( ૧ ) ગુરૂની હાજરીમાં શિષ્યે ભોંયપર બેસવું જોઇએ.

( ૨ ) માબાપે નાના છોકરાઓને રમાડવા જોઇએ, મારવા જોઇએ નહી.

( ૩ ) બાળકોએ શિક્ષકના ભયથી અસત્ય બોલવું નહી.

( ૪ ) તમારે મિત્રોને ભૂલી જવા જોઇએ નહિ.

( ૫ ) કદાચ ધૂળમાંથી પણ સોનું મળે.

( ૬ ) તારે કોઇના પર વગર કારણે ગુસ્સે થવું જોઇએ નહિ.

(૭) નદીના પાણીથી ઘણીવાર નવડાવેલો ગધેડો શું ( किमु ) કદી પણ ઘોડો બને ?

(૮) જો તમો જુઠું ન બોલો તો સારૂં.

(૯) તમારે કાંટાને કાંટાથીજ કાઢવો જોઇએ.

(૧૦) બાળકોએ આબાદીમાં ખુશ થવું ન જોઇએ અને દુઃખમાં નિરાશ થવું ન જોઇએ.

(૧૧) શંકરની મહેરબાનીથી લોકોના રોગો નાશ પામે.

## શબ્દકોશ

**अयम्**=આ

**अर्थकृच्छ्रम्** ( ના. )=પૈસાની મુસીબત ( अर्थ+कृच्छ्रम् )

**कणशः** ( અ. )=કણ કણ

**कदा** ( અ. )= ફરી, કોઇપણ વખતે

**कुञ्जरः** ( ન. )=હાથી

**क्षणशः** ( અ. )=પળે પળે

**धर्मापेतम्** ( ના. ) = ધર્મવગરનું ( अपेत=સિવાય )

**प्रणिपातः** ( ન. )=નમસ્કાર

**प्रस्तावः** ( ન. )=બનાવ

**मृगतृष्णिका** ( નારી )=મૃગજળ

**योजय्** ( ક્રિ. )=ભેગા આણવું

**रुष्ट** ( वि. )=ગુસ્સે થયેલો

**वन्य** ( वि. )=જંગલી

**वैतसींवृत्ति** ( નારી )=બરૂની વૃત્તિ-

**हास्यास्पदम्** = મશ્કરીને પાત્ર ( हास्य+आस्पदम् )

---

**अनु+इष्** ( ૪ થો પ. )=શોધવું

**उप+ईक्ष्** ( ૧ લો આ )=અવગણના કરવી

**वि+अप+ईक्ष्** = આશા રાખવી.

**धृष्** ( ૧ લો પ. )=સામા થવું

**उद्+मूल्** ( ૧૦ મો પ. )=ઉખેડવું

**उद्+सृज्** ( ૬ થો પ. )=છોડી જવું

---

હાજરીમાં=समक्षम्

રમાડવા=लालय् ( प. )

ભૂલી જવું=वि + स्मृ ( ૧ લો પ. )

ઘણીવાર ( અ. )=बहुशः

નવડાવેલો=स्नापित ( वि. )

કદીપણ=कदाचन

કાંટો=कण्टकः

નિરાશ થવું=वि + सीद् ( षीद् )

---

## પાઠ ૨૩ મો
### સમાસ

न हि विद्यासमो बन्धुर्न च व्याधिसमो रिपुः ।
अर्थातुराणां न गुरुः न बन्धुः ।
यस्य वामे जनकात्मजा तं रघुनन्दनं वन्दे ।
दीनो वा ज्ञानहीनो वा यो मे मित्रं स मे प्रियः ।
विश्वस्य पितरौ वन्दे पार्वतीपरमेश्वरौ ।
चलं वित्तं, चलं चित्तं, चले जीवितयौवने ।
नास्ति तृष्णापरो व्याधिर्न च धर्मो दयापरः ।
नाज्ञाभङ्गं सहन्ते नृवर नृपतयः त्वादृशाः सार्वभौमाः ।
कामक्रोधमदलोभमोहमत्सरान् प्राज्ञ उत्सृजेत् ।
परलोके धनं धर्मः, शीलं सर्वत्र वै धनम् ।
वरं वनं व्याघ्रगजादिसेवितं न बन्धुमध्ये धनहीनजीवितम् ।
वरं दरिद्रः श्रुतिशास्त्रपारगो न चापि मूर्खो धनरत्नसंयुतः । २९
पापं च तापं च दैन्यं च हरति सज्जनसंगमः ।
चिन्तासमं नास्ति शरीरशोषणं, विद्यासमं नास्ति शरीरभूषणम् ।
साहित्यसंगीतकलाविहीनः साक्षात्पशुः पुच्छविषाणहीनः ।

**નિયમ ૨૯ :**—वरं–न–જ્યારે બેમાંથીએકની પસંદગી કરવી હોય ત્યારે જેની પસંદગી કરવામાં આવે તે શબ્દવાળા વાક્ય સાથે वरं, અને જેની સાથની સરખામણીમાં પસંદગી કરવામાં આવે તે શબ્દવાળા વાક્ય સાથે न વપરાય છે. न ની સાથે ઘણીવાર च, तु, કે पुनः પણ વપરાય છે.

---

आत्मजा ( નારી ) = છોકરી
नृवरः ( ન. )=માણસોમાં શ્રેષ્ઠ ( नृ= માણસ वर=શ્રેષ્ઠ )
पर ( वि. ) પારકો
पारगः=પારપામેલો ( पारम् + गम )
पितरौ=માબાપ

**मत्सरः** ( ન. )=અદેખાઈ
**वाम** ( વિ. )=ડાબું
**व्याधिः** ( ન. )=રોગ
**सार्वभौम** ( વિ. )=ચક્રવર્તી
**सेवित** ( વિ. )=સેવાયલું
**संयुत** ( વિ. )=જોડાયલો, 'વાળો'

આગલા પાઠોમાં આપણે ઘણા સામાસિક શબ્દો વાંચ્યા છે. આ સમાસો બનાવતી વખતે શબ્દો કેમ જોડવામા આવે છે તે આપણે જોઇએ.

धर्मपरिपालनम् = धर्म + परिपालनम् ; मूर्खसमागमः = मूर्ख + समागमः
रूपयौवनसंपन्ना = रूप + यौवन + संपन्नाः

જે શબ્દો જોડવામાં આવે છે તે શબ્દોને વિભક્તિના પ્રત્યયો લગાડવામાં આવતા નથી પણ મૂળ સ્વરૂપમાંજ જોડવામાં આવે છે. વિભક્તિના પ્રત્યયો આખા સામાસિક શબ્દનેજ લગાડવામાં આવે છે. સામાસિક શબ્દો બનાવતી વખતે સંધિના જે નિયમો લાગુ પડતા હોય તે લાગુ પાડવામાં આવે છે.

સમાસમાં જોડાયલા શબ્દોનો એકમેક સાથેનો સંબંધ ધ્યાનમાં રાખી એના પ્રકારો પાડવામાં આવ્યા છે. આપણે જે સમાસો વિચારવાના છે તે નીચે પ્રમાણે છે :—




---

रामलक्ष्मणौ = राम + लक्ष्मण + औ; कुशलवाभ्याम् = कुश + लव + भ्याम्
धर्मार्थकाममोक्षाणाम् = धर्म + अर्थ + काम + मोक्ष + नाम् ;
रामसीते = राम + सीता + इ

ઉપરના દાખલાઓ જોતાં માલમ પડશે કે વિભક્તિના પ્રત્યયો આખા સામાસિક શબ્દને લગાડવામાં આવ્યા છે અને દરેક શબ્દને જૂદા જૂદા લગાડ-વામાં આવ્યા નથી. આ પ્રત્યયો લગાડતી વખતે બે નિયમો પાળવામાં આવ્યા છેઃ (i) જો એકવચનના બે નામો જોડવામાં આવે તો સામાસિક શબ્દ દ્વિવચનમાં વપરાય છે, અને એકવચનના ત્રણ કે તેથી વધારે શબ્દો જોડવામાં આવે તો સામાસિક શબ્દ બહુવચનમાં વપરાય છે. એટલે કે, જે શબ્દોનો સામાસિક શબ્દ બન્યો હોય તે શબ્દોનો એકંદરે વિચાર કરતાં બેનું સૂચન થતું હોય તો સામાસિક શબ્દ દ્વિવચનમાં વપરાય છે, અને ત્રણ કે તેથી વધુનું સૂચન થતું હોય તો સામાસિક શબ્દ બહુવચનમાં વપરાય છે. (ii) છેલ્લા શબ્દની જાતિ અનુસાર આખા સમાસની જાતિ ગણી વિભક્તિના પ્રત્યયો લગાડવામાં આવે છે.

ઉપરના ચારે દાખલા **द्वन्द्वसमास** ના છે, અને આપણે બે નિયમો જોયાં તે **द्वन्द्वसमास** નેજ લાગુ પડે છે. राम અને लक्ष्मण, કે कुश અને लव એ બે જુદી વ્યક્તિઓના નામો છેઃ તેમજ धर्म, अर्थ, काम અને मोक्ष એ જુદી જુદી વસ્તુસૂચક શબ્દો છે. આ શબ્દો સમાસમાં જોડાય છે ત્યારે દરેકનું પ્રધાનત્વ સમાન રહે છે, એટલે કે સામાસિક શબ્દનો અર્થ સમજતી વખતે બંને વ્યક્તિ કે વસ્તુનું આપણે સ્વતંત્ર રીતે ભાન થાય છે. જે બે કે બેથી વધુ શબ્દો સાધારણ રીતે च ( અને ) કે वा ( અથવા ) થી જોડવામાં આવે, તે શબ્દોને જોડી સમાસ બનાવવામાં આવે તો **द्वन्द्वसमास** બને છે. ઉપરના દાખલા ઉપરાંત આ સમાસના બીજા ઘણા દાખલાઓ આપી શકાય.

| | | |
|---|---|---|
| लाभालाभौ | राधाकृष्णौ | जायापती |
| आद्यवसाने | गङ्गायमुने | मातापितरौ |
| शब्दार्थौ | वाग्वग्नी | पितापुत्रौ |
| ब्राह्मणक्षत्रियविट्शूद्राः | हरिहरौ | ग्रीष्मवसन्तशिशिराः |

આ સમાસોનો વિગ્રહ કરતી વખતે શબ્દોને च થી કે वा થી છૂટા પાડવામાં આવે છે, અને દરેક શબ્દને તેની જાતિ ધ્યાનમાં રાખી પ્રથમા વિભક્તિમાં મૂકવામાં આવે છે. જેમકેઃ—आदिः च अवसानम् च = आद्यवसाने; गङ्गा च यमुना च = गङ्गायमुने.

---

पीताम्बरम् = पीत + अम्बरम्; नीलकमलम् = नील + कमलम्
शीतोदकम् = शीत + उदकम्; परलोके = पर + लोके

ઉપરના દાખલાઓ જોતાં માલમ પડશે કે જે બે શબ્દો સમાસમાં જોડાયા છે તેમનું પ્રધાનતત્વ સમાન નથી. 'પીળું વસ્ત્ર' એમાં વસ્ત્રનું મુખ્યત્વે ભાન થાય છે અને 'પીળું' એ વસ્ત્રના રૂપનો નિર્દેશ કરે છે. એજ પ્રમાણે 'ઠંડુ પાણી' એમાં પાણીનું મુખ્યત્વે ભાન થાય છે અને 'ઠંડુ' એ પાણીનો ગુણ બતાવે છે. જ્યારે સમાસમાં જોડાતા બંને શબ્દોનું પ્રધાનતત્વ સમાન ન હોય, પણ સમાસમાં પાછળનો શબ્દ ( उत्तरपद ) પ્રધાન હોય અને આગલો શબ્દ ( पूर्वपद ) તેનો અર્થ સ્પષ્ટ કરતો હોય ત્યારે **तत्पुरुषसमास** બને છે. આમ **तत्पुरुषसमास** માં **द्वन्द्व** ની માફક બંને પદો પ્રધાન નથી, પણ પાછલું પદ પ્રધાન છે અને આગલું પદ ગૌણ છે. આ બે પદ વચ્ચે રહેલો સંબંધ ઉપરના દાખલાઓમાં વિશેષણ વિશેષ્યના સંબંધથી સૂચવાયો છે. જ્યારે **तत्पुरुषसमास** ના બે પદો વચ્ચે વિશેષણ વિશેષ્યનો સંબંધ હોય ત્યારે સમાસ **कर्मधारय तत्पुरुषसमास** બને છે. ઘણીવાર આ સંબંધ વિભકિતના પ્રત્યયો દ્વારા પણ સૂચવી શકાય છે.

मूर्खसमागमः = मूर्खाणाम् समागमः धर्मपरिपालनम् = धर्मस्य परिपालनम्
चौरभीतः = चौरेभ्यः भीतः विद्याहीनः = विद्यया हीनः

પહેલા બે દાખલામાં બે પદ વચ્ચેનો સંબંધ છઠ્ઠી વિભકિતથી દર્શાવવામાં આવ્યો છે, જ્યારે ત્રીજા દાખલામાં પાંચમીથી અને ચોથામાં ત્રીજીથી દર્શાવાયો છે. કેટલીક વખત આ સંબંધ બીજી, ચોથી કે સાતમીથી પણ સૂચવાય છે. જ્યારે तत्पुरुषसमास ના બે પદો વચ્ચેનો સંબંધ બીજીથી સાતમી સુધીની વિભકિતના પ્રત્યયોથી દર્શાવાતો હોય ત્યારે સમાસ **विभक्तितत्पुरुषसमास** કહેવાય છે, અને જે વિભકિતથી એ સંબંધ દર્શાવાયો હોય તે વિભકિતને અનુલક્ષી એનો પ્રકાર નક્કી કરવામાં આવે છે. **विभक्तितत्पुरुषसमास** નો વિગ્રહ કરતી વખતે બે પદો વચ્ચે જે વિભકિતનો સંબંધ હોય તે વિભકિતનો ( ઉપરના દાખલામાં બતાવ્યા પ્રમાણે ) પ્રત્યય લગાડી શબ્દોને છૂટા પાડવામાં આવે છે.

જ્યારે **तत्पुरुषसमास** નું પૂર્વપદ નકારવાચક ઉપસર્ગ अ કે अन् હોય ત્યારે તે **नञ्तत्पुरुष** તરીકે ઓળખાય છે. જેમકેઃ—अपण्डितः, अनाहारः, अनाचारः. એનો વિગ્રહ કરતી વખતે નકાર વાચક न મૂકી બે શબ્દો છૂટા પાડવામાં આવે છે. न पण्डितः= अपण्डितः; न आचारः= अनाचारः.

---

मनुजः = मनोः ( मनु ) + जायते ( ज ) इति
मद्यपः = मद्यम् ( मद्य ) + पिबति ( पा ) इति
जलचरः= जले ( जल ) + चरति ( चर् ) इति

ઉપરના દાખલાઓમાં જે બે શબ્દો જોડવામાં આવ્યા છે તે પૈકી એક નામ છે અને બીજો ક્રિયાપદનું રૂપ છે. આ બે શબ્દો વચ્ચેનો સંબંધ પાંચમી, બીજી, અને સાતમી વિભક્તિના પ્રત્યયોથી બતાવવામાં આવ્યો છે. **तत्पुरुषसमास** નું ઉત્તરપદ ક્રિયાપદનું રૂપ હોય અને પૂર્વપદ સાથેનો તેનો સંબંધ બીજીથી સાતમી સુધીની વિભક્તિના પ્રત્યયોથી દર્શાવાતો હોય ત્યારે તે **उपपद तत्पुरुषसमास** તરીકે ઓળખાય છે. આ સમાસનો વિગ્રહ કરતી વખતે પૂર્વપદને યોગ્ય વિભક્તિનો પ્રત્યય લગાડવામાં આવે છે અને उत्तरपद માં રહેલા ક્રિયાપદને વર્તમાનકાળમાં વાપરવામાં આવે છે.

---

कर्मधारयसमास નો વિગ્રહ નીચે પ્રમાણે કરવામાં આવે છે.

पीताम्बरम् = पीतम् च तद् अम्बरम् च
पीताम्बराणि = पीतानि च तानि अम्बराणि च
दक्षिणबाहुः = दक्षिणः च असौ बाहुः च
दीर्घबाहू = दीर्घे च तौ बाहू च
निखिलधरा = निखिला च सा धरा च

વિશેષણ અને વિશેષ્ય સમાનજાતિમાં પ્રથમા વિભક્તિમાં મૂકવામાં આવે છે. વિશેષણ અને વિશેષ્ય બંનેની પછી च મૂકાય છે, અને બેની વચ્ચમાં तद् સર્વનામનું રૂપ વિશેષ્યની જાતિ અને વચનને અનુસરી મૂકવામાં આવે છે. નરજાતિ એકવચનમાં सः ન મૂકતાં असौ મૂકાય છે.

કેટલીકવાર कर्मधारयसमास માં પૂર્વપદ વિશેષણ હોતું નથી પણ વિશેષણના અર્થમાં सु, दुस्, किम् વગેરે આવે છે. આવા સમાસનો વિગ્રહ કરતી વખતે सु ને બદલે शोभन, दुस् ને બદલે दुष्ट અને किं ને બદલે कुत्सित (ખરાબ) વિશેષણો મૂકવામાં આવે છે. જેમકેઃ—सुजनः = शोभनः च असौ जनः च; दुर्जनः = दुष्टः च असौ जनः च; किंप्रभुः = कुत्सितः प्रभुः

---

**મનોયત્ન ૨૭ :**—નીચેના સામાસિક શબ્દોનો વિગ્રહ કરોઃ—

पार्वतीपरमेश्वरौ, धनमानौ, जीवितयौवने, इन्द्राग्नी, सुखदुःखे, अधमजनाः, शीतोदकम्, विशालकुलम्, सर्वदेवाः, बधिरलोकः, हिमालयः, पृथ्वीभारः, निवासभूमौ, विद्यासमः, पुरुषोत्तमः, अकर्तव्यम्, अनुद्धताः, खगः, पापमोचनी, भारनाशः.

**મનોયત્ન ૨૮:**—નીચેના સામાસોનો વિગ્રહ કરો અને પ્રકાર કહોઃ-

(*a*) अश्रुपातः, अनामयम्, कामक्रोधमदलोभमत्सरान्, परलोके, परवशम्, तृष्णापरः, परमेश्वरः, नृवरः, शरणागतम्, निम्नप्रदेशे, भूदेवः, चिन्तासमम्, शीतोष्णे, सर्वभूतानाम्, बन्धुमध्ये, चराचराः, सुपुत्रः, अर्थातुराणाम्, रघुनन्दनम्.

(*b*) पुत्रमुखसंदर्शनसुखम्, अधमजनसंसर्गात्, सर्वदेवनमस्कारः, नरकगतिहरम्, नीरक्षीरविवेकः, काञ्चनमणिसंयोगः, बधिरलोकनिवासभूमौ, स्वहितरतानाम्, रूपयौवनसंपन्नाः, धनरत्नसंयुतः, पुच्छविषाणहीनः, साहित्यसंगीतकलाविहीनः, व्याघ्रगजादिसेवितम्, धनहीनजीवितम्, श्रुतिशास्त्रपारगः.

**મનોયત્ન ૨૯ :**—સમાસ બનાવોઃ—

યુધિષ્ઠિર, ભીમ અને અર્જુન; ઘોરઅંધારૂં; નરનારાયણ; સારો રાજા; તમાલવૃક્ષના જંગલમાં; કાદવમાં ઉત્પન્ન થયેલું; રાત્રે ભટકનાર; દુઃખ (कः = સુખ); પૈસા વગરનો; ઋષિઓમાં શ્રેષ્ઠ.

---

# सुभाषितानि

## ( २ )

गुरुर्ब्रह्मा गुरुर्विष्णुः गुरुर्देवो महेश्वरः ।
गुरुः साक्षात् परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥ १ ॥

अलंकारप्रियो विष्णुर्जलधाराप्रियः शिवः ।
नमस्कारप्रियो भानुः सज्जनो विनयप्रियः ॥ २ ॥

क्षान्तितुल्यं तपो नास्ति न तोषात्परमं सुखम् ।
नास्ति तृष्णापरो व्याधिर्न च धर्मो दयापरः ॥ ३ ॥

अलसस्य कुतो विद्या, अविद्यस्य कुतो धनम् ।
अधनस्य कुतो मित्रममित्रस्य कुतः सुखम् ॥ ४ ॥

विदेशेषु धनं विद्या, व्यसनेषु धनं मतिः ।
परलोके धनं धर्मः, शीलं सर्वत्र वै धनम् ॥ ५ ॥

किं कुलेन विशालेन शीलमेवात्र कारणम् ।
कृमयः किं न जायन्ते कुसुमेषु सुगन्धिषु ॥ ६ ॥

गङ्गा पापं चन्द्रः तापं दैन्यं कल्पतरुस्तथा ।
पापं तापं च दैन्यं च हरति सज्जनसंगमः ॥ ७ ॥

साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः ।
कालेन फलते तीर्थं सद्यः सज्जनसङ्गमः ॥ ८ ॥

यथा तानं विना रागो यथा मानं विना नृपः ।
यथा दानं विना नागस्तथा ज्ञानं विना नरः ॥ ९ ॥

अर्थातुराणां न गुरुर्नबन्धुः, क्षुधातुराणां न रुचिर्नवेला ।
कामातुराणां न भयं न लज्जा, विद्यातुराणां न सुखं न निद्रा १०

देवे तीर्थे द्विजे मन्त्रे दैवज्ञे भेषजे गुरौ ।
यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥ ११ ॥

यथा देशस्तथा भाषा यथा राजा तथा प्रजा ।
यथा भूमिस्तथा तोयं यथा बीजं तथाङ्कुरः ॥ १२ ॥

अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
दानं दमो दया क्षान्तिः सर्वेषां धर्मसाधनम् ॥ १३ ॥

श्रोत्रं श्रुतेनैव न कुण्डलेन दानेन पाणिर्न तु कङ्कणेन ।
विराजते कायः परं नराणाम् परोपकारैर्न तु चन्दनेन ॥ १४ ॥

चलं वित्तं चलं चित्तं चले जीवितयौवने ।
चलाचलमिदं सर्वं कीर्तिर्यस्य स जीवति ॥ १५ ॥

द्यूतेन धनमिच्छन्ति मानमिच्छन्ति सेवया ।
भिक्षया भोगमिच्छन्ति ते दैवेन विडम्बिताः ॥ १६ ॥

यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥ १७ ॥

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये ।
दुग्धपानं भुजङ्गानां केवलं विषवर्धनम् ॥ १८ ॥

अजातमृतमूर्खाणां वरमाद्यौ न चान्तिमः ।
सकृद् दुःखकरौ आद्यौ अन्तिमस्तु पदे पदे ॥ १९ ॥

पिण्डे पिण्डे मतिर्भिन्ना कुण्डे कुण्डे नवं जलम् ।
जातौ जातौ नवाचारा नवा वाणी मुखे मुखे ॥ २० ॥

अर्थानामर्जने दुःखम् अर्जितानां च रक्षणे ।
आये दुःखं व्यये दुःखं धिगर्थाः कष्टसंश्रयाः ॥ २१ ॥

न कश्चित् कस्यचित् मित्रं न कश्चित् कस्यचित् रिपुः ।
कारणेन हि जायन्ते मित्राणि रिपवस्तथा ॥ २२ ॥

उत्तमं प्रणिपातेन शूरं भेदेन योजयेत् ।
नीचमल्पप्रदानेन समशक्तिं पराक्रमैः ॥ २३ ॥

अप्रगल्भस्य या विद्या कृपणस्य च यद् धनम् ।
यच्च बाहुबलं भीरोर्व्यर्थमेतत्त्रयं भुवि ॥ २४ ॥

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ २५ ॥

## શબ્દકોશ

**अजात** ( वि. )=ન જન્મેલો
**अन्तिम** ( वि. )=છેલ્લો
**अर्जनम्** ( ना. )=લાભ
**अर्जित** ( वि. )=મેળવેલું
**अस्तेयम्** ( ना. )=ચોરી ન કરવી તે
**आदि** ( वि. )=પહેલો
**किमु** ( અ. )=કેટલું વધારે, કેટલું ઓછું
**कुण्डम्** ( ना. )=હોજ, હવાડો
**चतुष्टय** ( ना. )=ચારનો સમૂહ
**दैवज्ञः** ( न. )=જોષ જોનાર, જોષી. (दैवं=નસીબ, ज्ञा=જાણવું )
**पाणिः** ( न. )=હાથ
**पिण्डम्** ( ना. )=શરીર, દેહ
**नागः** ( न. )=હાથી
**परम्** ( અ. )=ઘણું
**भीरु** ( वि. )=બાયલો
**भू** ( नारी )=પૃથ્વી
**भेषजम्** ( ना. )=દવા
**विडम्बित** ( वि. ) = છેતરાયલો, હાંસીને પાત્ર થયેલો
**विभ्रमः** ( न. )=ભ્રમણા
**शौचम्** ( ना. )=પવિત્રતા

---

**મનોયત્ન ૩૦:**-નીચેના સમાસોનો વિગ્રહ કરો અને તેના પ્રકાર કહો:-

महेश्वरः, क्षान्तितुल्यम्, इन्द्रियनिग्रहः, स्मृतिविभ्रमः, विद्यातुराणाम्.

**મનોયત્ન ૩૧ :**—મોટા અક્ષરે છાપેલા શબ્દોના ઉપયોગ પર ટૂંક નોંધ લખો :—

( i ) सिद्धिः भवति **तादृशी**। ( ii ) **धिगर्थाः** कष्टसंश्रयाः । ( iii ) **श्रीगुरवे** नमः । ( iv ) किं **कुलेन** विशालेन । ( v ) **अभ्यासमन्तरेण** आचार्यः तं बहु मन्यते । ( vi ) मनोरथानां **सिद्ध्या** दिष्टया वर्धध्वे । ( vii ) **अल्पमूल्येन** क्रीतानि पुस्तकानि **स्कन्धेन** वहति छात्रः । ( viii ) **बाल्यात्** प्रभृतिः बालः **जनन्याम्** स्निह्यति । ( ix ) विना **कारणम्** किं **सेवकान्** अभिक्रुध्यासि ।

---

# પુનરાવર્તન

## પ્રશ્નપત્ર ૪ થો

૧. નીચેના વાક્યોનું ગુજરાતીમાં ભાષાંતર કરો:—

(i) विना गोरसं को रसो भूपतीनाम्, विना गोरसं को रसो भोजनानाम्।

(ii) सजीवं दहते चिन्ता निर्जीवं दहते चिता।

(iii) प्रक्षालनात् हि पङ्कस्य दूरात् अस्पर्शनम् वरम्।

(iv) अर्थस्य पुरुषो दासो दासः तु अर्थो न कस्यचित्।

(v) न तत् जलं यत् न सुचारुपङ्कजम्।

(vi) काकयाचकयोः मध्ये वरं काकः न याचकः।

(vii) कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः।

(viii) मरणे यानि चिन्हानि तानि चिन्हानि याचके।

(ix) तृणादपि लघुस्तूलः तूलादपि च याचकः।

૨. નીચેના સામાસિક શબ્દોનો વિગ્રહ કરો અને તેના પ્રકાર કહો:—

तृषार्तः, परुषोक्तिः, माभवः, जलपावकयोः, सन्मौक्तिकम्, क्षीतिपतिः, भूपालः, किंभृत्यः, मित्रावरुणौ, वसुधा.

નીચેના શબ્દોની વ્યુત્પત્તિ આપી અર્થ લખો:—

वैनतेयः, दाशरथिः, पौलस्त्यः, सौभद्रेयः, द्रौणिः, जानकी, गाङ्गेयः, पाण्डवाः.

૩. નીચેના રૂપો ઓળખો:—

पर्णकुट्याः, अध्ययनाय, विनोदयत, निषेवते, वेलायाम्, रिपोः, अवधीरयध्वम्, संगच्छेमहि, निशापतौ, विरमेः.

સવાલ પહેલામાં નીચે લીટી દોરેલા શબ્દોની સંધિ કરો.

૪. નીચે આપેલા શબ્દોનો ઉપયોગ કરી વાર્તા પુરી કરો:—

कोऽपि——काकः जलस्य घटमेकं वृक्षस्य ——पश्यति। स घटस्योपरि ——किन्तु जलम् —— वर्तते। तस्मात् सः —— न अलम्। नितान्तं

खिन्नः स नातिदूरे उपलानाम् ——— पश्यति । स बुद्ध्या उपायमेकं घटयति । ——— उपलम् स आनयति जले ——— च । अनेकानाम् उपलानाम् ——— जलमूर्ध्वं व्रजति घटस्य मुखं ——— च । स काकः जलं पिबति———शमयति च ।

अनतिदूरम्, उप + विश्, एकैक, जलपानम्, तृषा, तृषार्तः, निम्नप्रदेशः, पातः, राशिः, वि + सृज्, स्पृश्.

५. નીચેના શબ્દોમાં કયા ધાતુઓ રહેલા છે તે લખોઃ—

प्रकोपः, शान्तिः, जीवितम्, बुद्धिः, त्यागः, भक्तिः, मण्डनम्, प्रसादः, स्थितिः, क्षमा.

નીચેના નામોના સ્ત્રીલીંગવાચક શબ્દો આપોઃ—

मातुलः, श्वशुरः, रक्षकः, आत्मजः, वृषभः, शूद्रः, मयूरः, अश्वः, सिंहः, वृद्ध.

६. નીચેના શબ્દો તમારા પોતાના વાક્યોમાં વાપરોઃ—

वि + तॄ, अलम्, वि + रम्, अधि + वस्, आ.

५. નીચેના વાક્યો સૂચવ્યા પ્રમાણે લખોઃ—

( i ) क्रोधात् भवति संमोहः ( संमोह શબ્દ ચોથીમાં વાપરો. )

( ii ) जनकम् पुत्राः पालयन्ति वार्धक्ये । जननीम् पुत्राः पालयन्ति वार्धक्ये । जनकः पुत्रान् पालयति शैशवे । ( च થી વાક્યો જોડો ).

७. સંસ્કૃતમાં જવાબ આપોઃ—

( i ) किमर्थम् शंकरः चन्द्रमौलिः इति ख्यातः ? किमर्थम् गणेशः गजाननः इति ख्यातः ? किमर्थम् कर्णः राधेयः इति ख्यातः ।

( ii ) किमर्थम् विश्वामित्रः दशरथं रामलक्ष्मणौ याचते ?

( iii ) कथं काकः आत्मनः तृषां शमयति ।

८. ( *a* ) જે શબ્દો હંમેશા બહુવચનમાં વપરાય છે તેની યાદી કરો.

( *b* ) ધાતુઓને ઉપસર્ગ જોડવાથી તેમનું પદ બદલાતું હોય એવા ત્રણ દાખલાઓ આપો. અકર્મક ધાતુઓ ઉપસર્ગ જોડાવાથી સકર્મક બનતા હોય એવા બે દાખલા આપો.

૯. નીચેના વાક્યોનું સંસ્કૃતમાં ભાષાંતર કરોઃ—

(i) પૈસાદાર માણુસોએ ગરીબનું રક્ષણ કરવું જોઇએ.

(ii) મરણના ( मृत्युः ) ભયથી માણુસ વિષ્ણુને ( विष्णुः ) ભજે છે.

(iii) તે મરેલા દુશ્મનનું ( रिपु ) માથું તલવારથી ( असि ) કાપે છે.

(iv) મેમાન પહેલે દિવસે દેવ બને પણ બીજે દીવસે ભારરૂપ બને.

૧૦. નીચેના વાક્યોમાં મોટા અક્ષરે છાપેલા શબ્દો ઉપર ટૂંક નોંધ લખો.

( i ) जनकः जननी च पुत्रैः **परिपालनीयौ** ।

( ii ) वार्धक्ये जनाः **विश्रमाय** कल्पन्ते ।

( iii ) जनाः सायम् **गृहाय** प्रतिष्ठन्ते ।

૧૧. નીચેના વાક્યો સુધારો.

( i ) जना परगृहे बहवः दिनानि नावसेयुः ।

( ii ) साधोरंतरेण कः कामान् त्यजति ।

( iii ) सर्वेभ्यः बालेभ्यः ज्येष्ठः पितुः प्रियतमः ।

( iv ) अर्जुनः कृष्णाय प्राणात् अपि प्रियः ।

( v ) निर्धनान् धनं यच्छ इति मुनि नृपतिम् कथयति ।

---

**गो**=પૃથ્વી, ગાય
**पङ्कजम्** (ના.)=કમળ ( पङ्क+जन् )
**प्रक्षालनम्** ( ન. )=ધોવું તે
**सजीवम्**=જીવતો માણુસ
**सनातन** ( वि. )=ચાલતું આવેલું
**सुचारु** ( वि. )=વધારે સારૂં

## પાઠ ૨૪ મો

## संहतिः कार्यसाधिका



अस्ति गोदावरीतीरे विशालः कोऽपि वटवृक्षः। तस्मिन् रचितेषु नीडेषु विहगा रात्रौ निवसन्ति। अथ कदाचित् प्रभाते कश्चिल्लुब्धकस्तत्र तण्डुलान् विकिरति जालं प्रसारयति च। क्षणादेव चित्रग्रीवो नाम कपोतराजः परिवारेण सह आकाशे उड्डयमानस्तण्डुलकणान्अवलोकयति। ततः कपोतराजोऽन्यान् कपोतान् वदति। कुतोऽत्र निर्जने वने तण्डुलकणानां संभवः। भद्रमत्र न पश्यामि इति। तस्य वचनैः कुपिता अन्ये कपोता वदन्ति। वृद्धानां सर्वत्र वचनग्रहणेन कदाचित् भोजनेऽपि प्रवृत्तिर्न भवति। तस्मात्तण्डुलकणाय गच्छाम इति। लोभ-मोहिताः सर्वे कपोता जालस्योपरि उपविशन्ति बध्धा भवन्ति च। ततः चित्रग्रीवो वदति विपत्काले विस्मय एव कापुरुषलक्षणम्। तदत्र धैर्यमवलम्ब्बत प्रतीकारं च चिन्तयतेति। तदैको वदति। एकचित्तीभूय जालेन सह उड्डयामहे इति। सहसैव विहंगमा जालेन सहोड्डयन्ते। स व्याधस्तान्अनुधावति वदति च। विहगाः संहता मम जालं हरन्ति। यदा ते विवदन्ते तदा मे वशं

**गच्छन्ति इति । चित्रग्रीवो खगान् तस्य मित्रं मूषकराजं हिरण्यकं गन्तुमादिशति । ते सर्वे जालेन सह तत्र गन्तुम् प्रतिष्ठन्ते । अनेन विषण्णः स व्याधस्तूष्णीम् गृहाय प्रस्थितः ।**

---

किमर्थम् कपोताः भूमिम् आगच्छति ? कुत्र गच्छन्ति जालेन सह ते कपोताः ? कीदृशः परिणामः जायते विहगानाम् संहत्या ?

## શબ્દકોશ

**अथ कदाचित्**=કોઈ એક વખતે
**अनु+धाव्** ( १ લો प )=પાછળ દોડવું
**अव्+लोक्** ( १० મો प, १ आ )=જોવું
**उड्डयमान** ( કૃ. )=ઊડતો
**एक चित्तीभूय** (કૃ.)=એક ચિત્ત થઈ
**कपोतराजः** (ન.)=કબુતરોનો રાજા
**गन्तुम्** ( કૃ. )=જવાને.
**तण्डुलः** ( ન. )=ચોખા
**तूष्णीम्** ( અ. )=શાંત, ચૂપ
**परिवारः** ( ન. )=રસાલો
**प्रतीकारः** ( ન. )=ઉપાય
**बद्ध** ( वि. )=બંધાએલો
**रचित** ( वि. )=બાંધેલો
**लुब्धकः** ( ન. )=શિકારી व्याधः
**लोभ मोहित** ( वि. )=લોભમાં ગાંડા બનેલા
**वि+कॄ** ( विकिरति )=વેરવું
**वि+वद्** ( १ લો आ )=લડવું
**विषण्ण** ( वि. )=નિરાશ થયેલો
**हिरण्यकः** ( ન. ) =ઊંદરનું નામ

**મનોયત્ન ૩૨ :**—ખાલી જગ્યા પૂરો:—

गोदावरीतीरे ——— नीडेषु रात्रौ विहगाः ——— । तत्र विकिरति ——— कोपि लुब्धकः । ——— तान् अवलोकयन्ति । लोभमोहिताः कपोताः ——— भवन्ति, किन्तु चित्रग्रीवस्य ——— धैर्यम् अवलम्बन्ते । जालेन ——— विहङ्गमाः ——— आगच्छन्ति । व्याधः ——— गृहं निवर्तते ।

# પાઠ ૨૫ મો

## હ્યસ્તન ભૂતકાળ

હ્યસ્તન ભૂતકાળના પ્રત્યયો નીચે પ્રમાણે છેઃ—

| | પરસ્મૈપદ | | | આત્મનેપદ | | |
|---|---|---|---|---|---|---|
| ૧ લો પુ. | अम् | व | म | इ | वहि | महि |
| ૨ જો પુ. | स् | तम् | त | थास् | इथाम् | ध्वम् |
| ૩ જો પુ. | त् | ताम् | अन् | त | इताम् | अन्त |

ધાતુને ગણની નિશાની લગાડી આ પ્રત્યયો લગાડવામાં આવે છે. **ભૂતકાળમાં ધાતુની પૂર્વે अ આગળ મૂકવામાં આવે છે.** જેમકેઃ—

अ + नश् + य + अम् = अनश्यम् ;   अ + रुच् + अ + त = अरोचत;
अ + गच्छ् + अ + ताम् = अगच्छताम् . अ + विश् + अ + स् = अविशः

### तड् ( ૧૦ મો પ ) ના હ્યસ્તન ભૂતકાળના રૂપ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अताडयम् | अताडयाव | अताडयाम |
| ૨ જો પુ. | अताडयः | अताडयतम् | अताडयत |
| ૩ જો પુ. | अताडयत् | अताडयताम् | अताडयन् |

### रुच् ( ૧ લો આ ) ના હ્યસ્તન ભૂતકાળના રૂપ

| | | | |
|---|---|---|---|
| ૧ લો પુ. | अरोचे | अरोचावहि | अरोचामहि |
| ૨ જો પુ. | अरोचथाः | अरोचेथाम् | अरोचध्वम् |
| ૩ જો પુ. | अरोचत | अरोचेताम् | अरोचन्त |

ધાતુની આગળ ઉપસર્ગ આવ્યો હોય તોપણ अ **ધાતુની આગળજ મૂકવામાં આવે છે, અને ઉપસર્ગ ની આગળ મૂકાતો નથી.**

वि + अ + नश् + य + अम् = व्यनश्यम् ( સરખાવો સં. નિયમ ii )
अधि + अ + गच्छ् + अ + ताम् = अध्यगच्छताम् .

ધાતુ સ્વરથી શરૂ થતો હોય તો આગમ अ ને બદલે आ મૂકવામાં આવે છે. आ પછી સ્વર આવે તેની સંધિ નીચે પ્રમાણે થાય છે.

आ + इ के ई = ऐ, आ + उ के ऊ = औ, आ + ऋ के ॠ = आर्.
जेमके:—आ + ईक्ष् + अ + त = ऐक्षत. अनु + आ + इष् + य + त = अनु + ऐष्यत् = अन्वैष्यत्. आ + उञ्छ् + अ + त् = औञ्छत्.

भीमो दुःशासनस्य वक्षःस्थलात् शोणितम् अपिबत् ।

पाण्डवानां धार्तराष्ट्रैः सह युद्धं समजायत ।

दाशरथेः वियोगेन दशरथः प्राणान् अत्यजत् ।

शकुन्तलायां सख्यौ अस्निह्यताम् ।

परन्तप इन्दुमत्या रुचये नाभवत् ।

अग्रजस्य रामस्यादेशेन सौमित्रिः सीतां निर्जने वने पर्यत्यजत् ।

प्रजानां रक्षणाय ऋषयः वेनं राज्ये अभ्यसिञ्चन् ।

रामोऽमोघैः इषुभिः पौलस्त्यस्य शिर्षाणि अकृन्तत् ।

दिने दिने सा बाला शुक्लपक्षे चन्द्रस्य कला इव अवर्धत ।

अध्ययनात् न कदाचित् पराजयामहि ।

अल्पसमयेनैव तासु तासु कलासु प्रावीण्यमविन्दम् ।

मृगयायै वनं गतो नृपतिर्दुष्यन्तः कण्वाश्रमे शकुन्तलामपश्यत् ।

निषधेषु[30] नलो नाम परमप्रख्यः भूपालो अवर्तत ।

वसिष्ठः दिलीपं राज्ये कुशलमपृच्छत् ।

कौशिकः रामलक्ष्मणयोः सहाय्येन राक्षसान् न्यषूदयत ।

सगरपुत्राः तुरङ्गमाय निखिलाम् पृथ्वीमाटन् किन्तु ते तुरगं नान्वैष्यन् ।

द्युते पराजिताः पाण्डवा द्रौपद्या सह दीर्घकालं वने न्यवसन् ।

पाञ्चाल्याः कचग्रहणेन क्रुद्धो भीमो दुर्योधनस्य ऊरुभङ्गम् शोणितपानं च सशपथमवदत् ।

अशोच्यानन्वशोचस्त्वं, प्रज्ञावादांश्च भाषसे ।

परशुरामो जनकस्य जमदग्नेः वैरनिर्यातनाय क्षत्रियान् न्यषूदयत ।

तातस्य वचनानुरोधेन रामोऽनुजेन सौमित्रिणा सह वनं द्वादशवर्षं अध्यवसत् ।

वनेऽपि युधिष्ठिरः दुर्योधनस्य अनिष्टं नैच्छत् ।

वानराणां सहाय्येन रामो सागरेण परिक्षितां लङ्कामभ्यद्रवत् रावणं च पराजयत ।

**નિયમ ૬૦:**—મોટા દેશના નામો સંસ્કૃતમાં બહુ વચનમાં વપરાય છે, પણ તેમની સાથે देशः કે विषयः શબ્દ જોડવામાં આવે તે તો એક વચનમાં વપરાય છે. જેમકે निषधेषु અથવા निषधदेशे.

---

સંસ્કૃતમાં ભાષાંતર કરોઃ—

(૧) અસલના વખતમાં બ્રાહ્મણો સવારે વેદ ભણતાં ( पठ् ).

(૨) તળાવમાં ઘણું પાણી હતું, પણ તે સૂર્યના તાપથી સુકાઈ ગયું.

(૩) જટાયુના મરણથી રામે ઘણો શોક કર્યો ( अनु+शुच् ).

(૪) પોતાના પ્રિયપુત્રો અને વધૂના વનવાસથી દશરથ રાજાએ ઘણો વિલાપ કર્યો ( वि+लप् ).

(૫) ગઈ રાત્રે બે ચોરો તેના પડોશીના ઘરમાં પેઠા ( प्र+विश् ).

(૬) લૂલો આંધળાને ખાંધ ઉપર ઉંચકી ગયો ( वह् ).

(૭) નોકરની બેદરકારીને લીધે ફૂલની માળા કરમાઇ ગઈ ( म्लै ).

(૮) કબુતરખાના પાસે અમે તમારી ઘણી રાહ જોઈ ( प्रति+ईक्ष् ).

(૯) ચંદ્ર ઉગ્યો અને રાતનું અંધારૂં નાશ પામ્યું.

(૧૦) દશરથના બે પુત્રોએ વિશ્વામિત્રને રાક્ષસોના ત્રાસમાંથી બચાવ્યા ( परि+त्रै ).

---

## શબ્દકોશ

**अग्रजः** ( ન. )=મોટો ભાઈ ( अग्र= આગળ + जन् )

**अनु+इष्** ( ૪ થો પ )=શોધવું.

**अनु+शुच्** ( ૧ લો પ )=શોક કરવો

**अभि+द्रु** ( ૧ લો પ )=હલ્લો કરવો, આક્રમણ કરવું

**अभि+सिच्** ( ૬ થો પ )=અભિષેક કરવો

**इषुः** ( ન. )=બાણ

**ऊरुः** ( ન. )=સાથળ

**कचः** ( ન. )=વાળ

**कौशिकः** ( ન. )=વિશ્વામિત્ર ઋષિ

**तुरङ्गमः** ( न. )=ઘોડો तुरगः
**परन्तपः** ( न. )=પરન્તપ નામે મગધ દેશનો રાજા
**परमप्रख्य** ( વિ. )=ઘણો કીર્તિવાન ( प्रख्या=કીર્તિ )
**परा+जि** ( ૧ લો आ ) = કંટાળવું ( અ. ક્રિ. ), હરાવવું ( સ. ક્રિ. )
**परिक्षिप्त** ( વિ. )=વીટલાયલી
**प्रज्ञावादः** ( न. )=ડાહીવાત
**वक्षःस्थलम्** ( ना. )=છાતી
**वैरानिर्यातनम्** ( ना. )=વેરવાળવું
**शोणितम्** ( ना. )=લોહી
**सम्+जन्** ( ४ थो आ )=થવું, બનવું
**सशपथं वद्** ( १ लो प )=પ્રતિજ્ઞા કરવી.

---

અસલના વખતમાં=पुरा ( અ. )
ગઈરાત=गतरात्रिः
પડોશી=प्रातिवेशिकः
બેદરકારી=प्रमादः
ફૂલનીમાળા=पुष्पमाला
કબુતરખાનું=कपोतपाली

**મનોયત્ન ૩૩:**—નીચેના ધાતુના ભૂતકાળના રૂપો બનાવો :—

| ધાતુ | ત્રીજો પુ. એ. વ. | ધાતુ | પહેલો પુ. બ. વ. |
|---|---|---|---|
| हृ | | वि + हृ | |
| सिच् | | अभि + सिच् | |
| ह्री | | उद + ह्री | |
| दा | | प्र + दा | |
| भू | | अनु + भू | |
| ईक्ष् | | परि + ईक्ष् | |
| क्षल् | | प्र + क्षल् | |

**મનોયત્ન ૩૪:**—રૂપો ઓળખો:—पर्यत्यजत्, अवलम्बत, अन्वशोचः, उद्गृयन्ताम्, समजायत, अभ्यद्रवत्, पराजयत, अन्वैष्यन्

---

## પાઠ ૨૬ મો
### ऋકારાંત નામો

નરજાતિમાં ऋકારાંત નામોના રૂપો नेतृ પ્રમાણે થાય છે. કેટલાક નામો જેવાકે जामातृ, देवृ, पितृ, भ्रातृ, सव्येष्टृ માં પ્રથમા બ. વ., પ્રથમા અને દ્વિતીયા દ્વિ વ., અને દ્વિતીયા એકવચનના પ્રત્યયો આગળ ऋ નો आर् કરવામાં આવતો નથી, પણ ऋ નો अर् કરવામાં આવે છે. બાકીના બધા રૂપો नेतृ પ્રમાણેજ થાય છે.

**नेतृ ( નરજાતિ )**

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | नेता | नेतारौ | नेतारः |
| દ્વિતીયા | नेतारम् | नेतारौ | नेतॄन् |
| તૃતીયા | नेत्रा | नेतृभ्याम् | नेतृभिः |
| ચતુર્થી | नेत्रे | नेतृभ्याम् | नेतृभ्यः |
| પંચમી | नेतुः | नेतृभ्याम् | नेतृभ्यः |
| ષષ્ઠી | नेतुः | नेत्रोः | नेतॄणाम् |
| સપ્તમી | नेतरि | नेत्रोः | नेतृषु |
| સંબોધન | नेतर् | नेतारौ | नेतारः |

**पितृ ( નરજાતિ )**

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | पिता | पितरौ | पितरः |
| દ્વિતીયા | पितरम् | पितरौ | पितॄन् |

બાકીના રૂપો **नेतृ** પ્રમાણે થાય છે.

नेतृ, गन्तृ, जेतृ વગેરે ક્રિયાપદો પરથી થયેલા ऋકારાંત નામોનું નારી જાતિનું રૂપ ई લગાડવાથી થાય છે. જેમકેઃ—नेत्री, गन्त्री, जेत्री વગેરે. આ શબ્દોના રૂપો वापी પ્રમાણે થાય છે.

કેટલાક ऋકારાંત નામો, જેવાંકે दुहितृ, ननान्दृ, मातृ, यातृ, स्वसृ, નારીજાતિના નામો છે. એ નામોના રૂપો સાધારણ રીતે पितृની માફક થાય છે; માત્ર બીજી બ. વ. નું રૂપ मातॄन् થતું નથી પણ मातॄः થાય છે.

## मातृ ( નારીજાતિ )

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | माता | मातरौ | मातरः |
| દ્વિતીયા | मातरम् | मातरौ | मातॄः |
| તૃતીયા | मात्रा | मातृभ्याम् | मातृभिः |
| ચતુર્થી | मात्रे | मातृभ्याम् | मातृभ्यः |
| પંચમી | मातुः | मातृभ्याम् | मातृभ्यः |
| ષષ્ઠી | मातुः | मात्रोः | मातॄणाम् |
| સપ્તમી | मातरि | मात्रोः | मातृषु |
| સંબોધન | मातर्-मातः | मातरौ | मातरः |

स्वसृ ના રૂપમાં બીજી એ. વ., પ્રથમા બ. વ. અને પ્રથમા તથ દ્વિતીયા દ્વિ વ. માં ऋ નો अर् થતો નથી પણ आर् થાય છે. આથી પહેલી તથા બીજી વિભક્તિના રૂપો स्वसा, स्वसारौ, स्वसारः; स्वसारम्, स्वसारौ, स्वसॄः થાય છે. બાકીના રૂપો मातृ પ્રમાણે થાય છે.

ऋકારાંત નામોના નાન્યતર જાતિના રૂપો નીચે પ્રમાણે થાય છે:—

## नेतृ ( નાન્યતરજાતિ )*

| | | | |
|---|---|---|---|
| પ્રથમા | नेतृ | नेतृणी | नेतॄणि |
| દ્વિતીયા | नेतृ | नेतृणी | नेतॄणि |
| તૃતીયા | नेतृणा | नेतृभ्याम् | नेतृभिः |
| ચતુર્થી | नेतृणे | नेतृभ्याम् | नेतृभ्यः |
| પંચમી | नेतृणः | नेतृभ्याम् | नेतृभ्यः |
| ષષ્ઠી | नेतृणः | नेतृणोः | नेतॄणाम् |
| સપ્તમી | नेतृणि | नेतृणोः | नेतृषु |
| સંબોધન | नेतृ-नेतर् नेतः | नेतृणी | नेतॄणि |

---

* नेतृ ( નાન્યતરજાતિ ) ના રૂપો वारि જેવાજ છે. વિદ્યાર્થીઓએ આ રૂપો ગોખવાના નથી; માત્ર वारि જોડે સરખાવી લેવા.

विश्वस्य स्त्रष्टारं वन्दे ।
जात, अभिवादय पितरम् ।
ते पुत्रा ये पितुर्भक्ताः ।
भर्तुः अनुजो देवा । देवुः पत्नी याता ।
मात्रा समं नास्ति शरीरपोषणम् ।
उदये सविता रक्तः रक्तः चास्तमने तथा ।
माता किल मनुष्याणां दैवतानामपि दैवतम् ।
भर्तुः स्वसारं ननान्दरं वदन्ति ।
असुराणां शमयित्रे विष्णवे देवाः प्राणमन् ।
आहारे च व्यवहारे च नरः स्पष्टवक्तारः भवेयुः ।
भीमस्य आगमन घटोत्कचः मात्रे न्यवेदयत्[31]
यावत् श्वश्रूः जामातरि स्निह्यति न तावत् श्वशुरः ।
सीता रामे इव देवरि लक्ष्मणेऽपि अस्निह्यत् ।
भ्रातुः पुत्रो भ्रातृव्यः स्वसुः च स्वस्त्रीयः स्वस्त्रयो वा ।

दर्दुरा यत्र वक्तारस्तत्र मौनं हि शोभनम् ।
स्वसुः पतिः आवुत्तः ।
स जेता यः शरीरस्थान् रिपून्जयति यत्नतः ।
उत्तमाः स्वतः ख्याताः पितुः ख्याताः च मध्यमाः ।
ऋणकर्ता पिता शत्रुः ।
बहवः यत्र नेतारः तद् वृन्दमवसीदति ।
ज्येष्ठः श्रेष्ठः कुले लोके, पितृणां च सुसंप्रियः ।
ये नरः सुखमात्रमभिवाञ्छन्ति ते सदैव हताशा भवन्ति ।
अप्रियस्यापि पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः ।
परोपदेशे पाण्डित्यं सर्वेषां सुकरं नृणाम् ।
अचेतनोऽपि सूर्यकान्तः सवितुः पादैः स्पृष्टः प्रज्वलति ।
छेत्तुः पार्श्वगतां छायां नोपसंहरते द्रुमः ।
अप्रियं चापि पथ्यं वक्तृणे मित्राय मूर्ख एव कुप्यति ।

मातुः पितुः स्वसुः पुत्रा, मातुर्मातुः स्वसुः सुताः ।
मातुर्मातुलपुत्राश्च विज्ञेया मातृबान्धवाः ॥

**નિયમ ૩૧:**—नि + वेदय् ( જણાવવું ) ધાતુ સાથે જેને જણાવવાનું હોય તેને ચોથી વિભક્તિમાં મૂકવામાં આવે છે.

નીચેના વાક્યોનું સંસ્કૃતમાં ભાષાંતર કરોઃ—

( ૧ ) રામના બનેવી ઋષ્યશૃઙ્ગે યજ્ઞમાં રામની માતાઓને નોતરી.
( ૨ ) સૂર્યના ( सवितृ ) કિરણો પડતાં ( स्पृष्टः ) કમળ ખીલે છે.
( ૩ ) સાધારણ રીતે સ્ત્રીઓને નનન્દ સાથે સારો મેળ હોતો નથી.
( ૪ ) કડવાં વચનો બોલનાર કોને પ્રિય હોય ?
( ૫ ) માણસો ( नृ ) જમાઇઓને ( जामातृ ) પૂજ્ય ગણે છે, પણ વ્યવહારમાં જમાઈ દશમો ગ્રહ કહેવાય છે.
( ૬ ) શ્રાવણ માણની પુનેમને દિવસે ભાઇઓ બેનને ધન આપે છે.
( ૭ ) રાજાના મહેલની પાસે આવેલા બગીચામાં ભાષણ સાંભળનારાઓનું એક મોટું ટોળું એકઠું થયું હતું.
( ૮ ) ઇંદ્રિયોને મારનારજ ખરો વિજેતા છે.
( ૯ ) દેવું કરનાર છોકરા પર પિતા ક્રોધે ભરાય છે.
(૧૦) ઝાડ ( પોતાને ) કાપનાર પર પણ ક્રોધ કરતું નથી.
(૧૧) જેટલો માતાને છોકરી પર સ્નેહ હોય છે તેટલો છોકરા પર હોતો નથી.

---

## શબ્દકોશ

**ऋणकर्तृ** ( ન. ના. ) = દેવું કરનાર
( ऋणम=દેવું )
**छेत्तृ** ( ન. ના. )=કાપનાર
**जामातृ** ( ન. )=જમાઈ
**जेतृ** ( ન. ના. )=જીતનારા
**देवृ** ( ન. )=દીઅર
**ननान्हृ** ( નારી )=નણંદ
**नृ** ( ન. )=માણસ
**भर्तृ** ( ન. )=ધણી
**यातृ** ( નારી )=દેરાણી
**वक्तृ** ( ન. ના. )=ભાષણ કરનાર
**शमयितृ** ( ન. ના. )=શાંત કરનાર
**श्रोतृ** ( ના. )=સાંભળનાર
**सावितृ** ( ન. )=સૂર્ય
**स्त्रष्टृ** ( ન. ના. )=સરજન કરનાર
**स्वसृ** ( નારી )=બેન

अभि + वाञ्छ् ( ६ ઠો प )=ઇચ્છા કરવી

अभि + वादय् ( ક્રિ. )=પ્રમાણ કરવા

असुर ( ન. )=રાક્ષસ ( सुरः=દેવ )

अस्तमनम् ( ના. ) = આથમણીનો વખત

आवुत्तः ( ન. )=બનેવી

उप+सं+हृ ( १ લો प )=ખેંચી લેવું

जात=બચ્ચા, છોકરૂં

दर्दुरः ( ન. )=દેડકો

दैवतम् ( ના. )=દેવ

नि + वेदय् ( ક્રિ. )=જણાવવું

पार्श्वगत ( વિ. )=પાસે આવેલું

यावत्–तावत् ( અ. )=જેટલું-તેટલું

वृन्दम् ( ના. )=ટોળું

सुसंप्रिय ( વિ. )=વધારે વ્હાલો

सूर्यकान्तः( ન. )=એક પથ્થરનું નામ

स्पृष्ट ( વિ. )=અડકેલો

---

મનોયત્ન ૩૫:—




( i ) ऋष्यशृङ्गः दशरथस्य ———— , रामस्य च ———— ।

( ii ) ऋष्यशृङ्गस्य दशरथः ———— , कौशल्या च ———— ।

( iii ) दशरथस्य कौशल्या ———— , सीता च ———— ।

( iv ) लक्ष्मणः भरतः च सीतायाः ———— ।

( v ) सीतायाः ऊर्मिलायाः च शान्ता ———— ।

( vi ) चन्द्रकेतुः लवस्य ———— ———— च ।

( vii ) ऊर्मिला सीतायाः ———— ———— च ।

**મનોયત્ન ૩૬:**—પ. બ. વ., સા. દ્વિ. વ., ચો. એ. વ. ના રૂપો આપો:—दुहितृ, वधू, देवृ, पांसु, स्वसृ, शर्मायतृ, श्वश्रू, वक्तृ, मधु.

---

# પાઠ ૨૭ મો

## હેત્વર્થ અને સંબંધક ભૂતકૃદન્તો

સંસ્કૃતમાં એકંદરે આઠ પ્રકારના કૃદંતો છે. આ કૃદંતો વાકયમાં જે રીતે વપરાય છે એ ધ્યાનમાં રાખી એમને બે મુખ્ય ભાગોમાં વહેંચી શકાય. કેટલાક કૃદંતો વાકયમાં વિશેષણની માફક વપરાય છે, એટલે જે નામની સાથે એ કૃદંતો સંબંધ ધરાવતા હોય તે નામની જાતિ, વચન, અને વિભક્તિ પ્રમાણે કૃદંતને જાતિ, વચન, અને વિભક્તિના પ્રત્યયો લાગે છે. આથી ઊલટું કેટલાક કૃદંતો અવ્યય તરીકે વપરાય છે, એટલે તેમને જાતિ, વચન, કે વિભક્તિના પ્રત્યયો લગાડવામાં આવતા નથી. આ દૃષ્ટિયે કૃદંતો નીચેના બે ભાગમાં વહેંચી શકાય.

| **અવ્યય તરીકે વપરાતા કૃદંતો** | **વિશેષણની માફક વપરાતા કૃદંતો** |
|---|---|
| હેત્વર્થ કૃદંત, સંબંધક ભૂત કૃદંત | ભૂત કર્મણિ કૃદંત, વર્તમાન કૃદંત, વિધ્યર્થ કર્મણિ કૃદંત, ભૂત કર્તરિ કૃદંત, પરોક્ષ ભૂત કૃદંત, ભવિષ્ય કૃદંત. |

આપણે પહેલાં હેત્વર્થ કૃદંતનો વિચાર કરીએ.

---

સંસ્કૃતમાં હેત્વર્થ કૃદંત હેતુ સૂચવવા વપરાય છે, એટલે એનો મુખ્યત્વે અર્થ ચોથી વિભક્તિનો છે. આથી કરીને કર્તા કર્મ તરીકે હેત્વર્થ કૃદંત સંસ્કૃતમાં કદી વપરાતું નથી.

( ૧ ) સંસ્કૃતમાં ધાતુને तुम् પ્રત્યય લગાડવાથી હેત્વર્થ કૃદન્ત બને છે. જેમકેઃ—तप्+तुम्=तप्तुम्, दा+तुम्=दातुम्. પણ

जि + तुम् = जेतुम्  तुष् + तुम् = तोष्टुम् ( સં. નિયમ XXV )
धृ + तुम् = धर्तुम्  क्लृप् + तुम् = कल्पतुम्

આ દાખલાઓ પરથી માલમ પડશે કે ( ૨ ) **જ્યારે ધાતુને છેડે કોઈ સ્વર હોય અગર ઉપાંત્ય હ્રસ્વ સ્વર હોય તો तुम् પ્રત્યય લગાડતાં પહેલાં એવા સ્વરનો ગુણ કરવામાં આવે છે.** †

चुर + तुम् = चोरय् + इतुम् = चोरयितुम्
तड् + तुम् = ताडय् + इतुम् = ताडयितुम्
प्री + तुम् = प्रीणय् + इतुम् = प्रीणयितुम्

( ૩ ) દશમા ગણના ધાતુઓનું હેત્વર્થ કૃદન્ત બનાવતી વખતે ધાતુને બદલે अङ्ग લેવામાં આવે છે, અને તેને इतुम् પ્રત્યય લગાડવામાં આવે છે.

तुम् પ્રત્યય લગાડતાં પહેલાં સંધિના જે નિયમો લાગુ પડતાં હોય તે લાગુ પાડવા.* જેમકે:—

( ૪ ) गम् + तुम् = गन्तुम्; क्षम् + तुम् = क्षन्तुम् (પા. ૨૬ ફૂટનોટ). એજ પ્રમાણે नम्, रम्, यम्, વગેરે ધાતુઓના રૂપો થાય છે.

( ૫ ) विद् + तुम् = वेत्तुम्; पद् + तुम् = पत्तुम् ( સં નિયમ. xiii ). એજ પ્રમાણે अद्, खिद्, छिद्, नुद्, भिद्, शद्, વગેરે ધાતુઓના રૂપો થાય છે.

---

† કેટલાક ધાતુઓને तुम् ને બદલે इतुम् પ્રત્યય લગાડવામાં આવે છે. આવા ધાતુઓ अट्, अर्ह्, अस्, ( ४ प ), इष्, ऋध्, कम्, क्रीड्, कुप, कुस्, कृत्, क्रम्, क्षुभ्, खन्, चम्, चर्, जन्, जल्प्, जॄ, डी, तॄ, त्वर्, डी, धाव्, ध्वंस्, नृत्, पत्, फल्, बुध्, भू, भ्रम्, भ्रंश्, मद्, मुद्, मूर्च्छ्, यत्, याच्, रक्ष्, राज्, रुच्, लुट्, वद्, वन्द्, व्रज्, शम्, शुच्, शुभ्, शंस्, श्रम्, श्रि, स्फुर्, વગેરે છે. આ ઉપરાંત જે ધાતુને છેડે ऊ અગર ॠ આવે એવા દરેક ધાતુને इतुम् લગાડવામાં આવે છે.

* નીચે બધા સંધિ નિયમો સમજાવ્યા છે તે વિદ્યાર્થીઓએ મોંઢે કરવા જોઇએ એમ નથી. સંધિ નિયમો પ્રમાણે બધા ધાતુઓ ગોઠવ્યા હોવાથી વિદ્યાર્થીઓ રૂપો સરળતાથી સમજી શકે એટલે યાદ રાખવા સુગમ પડે. વળી ધાતુઓ ગ્રુપમાં યાદ રાખવામાં આવે તો એ રૂપો ભૂલાઈ જવાનો સંભવ ઓછો રહે.

( ६ ) पच् + तुम् = पक्तुम् ; त्यज् + तुम् = त्यक्तुम्.

**च् અથવા ज् પછી કઠોર વ્યંજન આવે તો च् કે ज् નો क् કરવામાં આવે છે. ( સં. નિયમ xxix* ).** એજ પ્રમાણે भज्, भुज्, भञ्ज्, मुच्, युज्, सिच्, सञ्ज्, स्वञ्ज्, વગેરે ધાતુઓના રૂપો થાય છે.

( ૭ ) क्रुध् + तुम् = क्रोध् + धुम् = क्रोद्धुम्
लभ् + तुम् = लभ् + धुम् = लब्धुम् } ( સં. નિયમ xv ).

**त् થી શરૂ થતા પ્રત્યયની આગળ કોઈ પણ વર્ગનો ચોથો અક્ષર આવ્યો હોય તો त् નો ध् કરવામાં આવે છે** ( સં. નિયમ xxx ). એજ પ્રમાણે बन्ध्, बुध्, युध्, रभ्, लुभ्, व्यध्, વગેરે ધાતુઓના રૂપો થાય છે.

( ૮ ) दह् + तुम् = दह् + धुम् = दग्धुम्
स्निह् + तुम् = स्नेह् + धुम् = स्नेग्धुम् } ( સં. નિયમ xv ).

એજ પ્રમાણે दुह्, मुह्, વગેરે ધાતુઓના રૂપો થાય છે.

( ૯ ) अवगाह् + तुम् = अवगाह् + धुम् = अवगाढ् + धुम् = अवगाढ् + ढुम् ( સં. નિયમ xxv ) = अवगा + ढुम् = अवगाढुम्.

**સં. નિયમ:—( xxxi ) ધાતુને છેડે ह् આવે અને તેના પછી અનુનાસિક કે અંતઃસ્થ સિવાયનું કોઈ વ્યંજન આવે અગર કંઈ ન આવે તો ह नो ढ् કરવામાં આવે છે. ढ् પછી ढ् આવે તો આગલો ढ् ઉડાવી મૂકવામાં આવે છે અને ढ् ની આગળ ऋ સિવાયનો સ્વર હોય તો તે દીર્ઘ કરવામાં આવે છે.** એજ પ્રમાણે दुह्, मुह्, रुह्, वह्, सह् ( सोढुम् ), स्निह्, વગેરે ધાતુઓના રૂપો થાય છે.

गै + तुम् = गातुम्　　छो + तुम् = छातुम्

( ૧૦ ) ધાતુને છેડે ए, ऐ ओ હોય તો તેનો आ કરવામાં આવે છે. એજ પ્રમાણે क्षै, ग्लै, त्रै, दै, ध्यै, म्लै, ह्वे, વગેરે ધાતુઓના રૂપો થાય છે.

---

* અહિં કેટલાક સંધિના નવા નિયમો આપ્યા છે. આ નિયમો વિદ્યાર્થીને કૃદન્તના રૂપો મોઢે રાખવા ઉપયોગી થઈ પડશે.

(૧૧) दृश् + तुम् = द्रष्टुम्, नश् + तुम् = नष्टुम्;
पृच्छ् + तुम् = प्रष्टुम्, यज् + तुम् = यष्टुम्.

એજ પ્રમાણે स्पृश्, सृज्, मृश्, विश्, दिश् વગેરે ધાતુઓના રૂપો થાય છે.

---

જ્યારે પૂરી થયેલી બે કે વધારે ક્રિયા એકજ કર્તાના સંબંધમાં દર્શાવવામાં આવી હોય ત્યારે છેલ્લી ક્રિયા સિવાય બીજી બધી ક્રિયા સંસ્કૃતમાં સંબંધક ભૂતકૃદન્તના પ્રયોગથી દર્શાવવામાં આવે છે. જેમકેઃ—અમે નિશાળે જઈ અમારા પાઠો વાંચીએ છીએ. આ વાકયમાં જવાની અને વાંચવાની એમ બંને ક્રિયા 'અમે' સાથે સંબંધ ધરાવે છે. વાંચવાની ક્રિયા છેલ્લી છે માટે જવાની ક્રિયા સંબંધક ભૂતકૃદન્તથી સંસ્કૃતમાં દર્શાવાય છે. (पाठशालां **गत्वा** पाठान् पठामः ।) તેવીજ રીતે 'ઘરમાં દાખલ થઈ. પિતાને નમસ્કા કરી મે મારી જગ્યા લીધી' એ વાકયમાં દાખલ થવાની ક્રિયા, નમસ્કાર કરવાની ક્રિયા અને જગ્યા લેવાની ક્રિયા એમ ત્રણે ક્રિયા 'મે' સાથે સંબંધ ધરાવે છે માટે છેલ્લી ક્રિયા (જગ્યા લેવાની) સિવાયની બીજી ક્રિયાઓ સંસ્કૃતમાં સંબંધક ભૂતકૃદન્તથી સૂચવાય છે. गृहं **प्रविश्य** पितरं **नमस्कृत्य** अहम् उपाविशम् ।

સંસ્કૃતમાં સંબંધક ભૂતકૃદન્ત ધાતુને त्वा પ્રત્યય લગાડી બનાવવામાં આવે છે. नी + त्वा = नीत्वा; स्मृ + त्वा = स्मृत्वा. **त्वा પ્રત્યય લગાડતાં પહેલાં ગુણ કરવામાં આવતો નથી.**

કેટલાક ધાતુઓને त्वा ને બદલે इत्वा પ્રત્યય લાગે છે, પણ આવા ધાતુઓ પાના ૧૪૨ પર આપેલી યાદીમાંના બધા ધાતુઓ નથી. ખાસ કરીને अर्ह्, कुप्, डी, नृत्, बुध् (૧ લો) वद् અને विद् (૬ ઠ્ઠો) ને इत्वा લગાડવામાં આવે છે* इत्वा પ્રત્યય લગાડતાં પહેલાં છેલ્લા સ્વરનો અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ કરવામાં આવે છે. **દશમા ગણના ધાતુઓમાં अङ्क ને इत्वा પ્રત્યય લગાડવામાં આવે છે.**

---

* अस्, इष् कम्, कुप्, कुस्, क्रम्, क्षम्, खन्, चम्, मद्, नृत्, शम् વગેરે ધાતુઓને त्वा અગર इत्वा કોઈપણ પ્રત્યય લાગે છે.

હેત્વર્થ કૃદન્તના तुम् પ્રત્યય આગળ જે સંધિ નિયમો જોયા તેમાંના નં. ૪ સિવાય બધા त्वा પ્રત્યય આગળ પણ લાગુ પડે છે. કેટલાક ધાતુઓ આ નિયમોના અપવાદ રૂપ છે, પણ સાધારણ રીતે આ નિયમો લાગુ પાડી ઘણા ધાતુઓના રૂપો તૈયાર કરાય છે. કેટલાક જાણીતા ધાતુઓનાં સંબધક ભૂતકૃદન્તનાં રૂપો નીચે આપ્યા છે.

| | | |
|---|---|---|
| गम्=गत्वा | खन्=खात्वा, खनित्वा | दा=दत्वा |
| नम्= नत्वा | दृश्=दृष्ट्वा | स्था=स्थित्वा |
| रम्=रत्वा | पृच्छ्=पृष्ट्वा | पा=पीत्वा |
| यम्=यत्वा | क्षम्=क्षान्त्वा, क्षमित्वा | गै=गीत्वा |
| वस्=उषित्वा | कम्=कान्त्वा, कमित्वा | धा=हित्वा |
| वप्=उप्त्वा | क्रम्=क्रान्त्वा | तॄ=तीर्त्वा |
| वद्=उदित्वा | शम्=शान्त्वा, शमित्वा | क्षुभ्=क्षुभित्वा, क्षोभित्वा |
| वह्=ऊढ्वा | ध्वंस्=ध्वस्त्वा | लुभ्=लुभित्वा, लोभित्वा |
| व्यध्=विद्ध्वा | बन्ध्=बद्ध्वा | |
| यज्=इष्ट्वा | भञ्ज्=भक्त्वा | |
| ह्वे=हूत्वा | सञ्ज्=सक्त्वा | |

**મનોયત્ન ૩૭:**-( अ ) નીચેના ધાતુઓના હેત્વર્થ કૃદન્તના રૂપો આપોઃ—

स्निह्, घुष्, तुद्, युध्, विश्, म्लै, डी.

( ब ) નીચેના ધાતુઓના સંબંધક ભૂતકૃદંતના રૂપો આપો.

मृत्, क्रम्, गै, मुह्, सह्, ह्वे, बुध्, विद्, सृज्.

**મનોયત્ન ૩૮:**—સંસ્કૃતમાં ભાષાંતર કરો :—

( ૧ ) માણસ પાણી પીવા ઇચ્છા કરે છે. ( ૨ ) હું મિત્રોનું દુઃખ જોઈ શકતો નથી. ( ૩ ) મરેલા ( मृत ) પિતાને યાદ કરીને તે દુઃખી થાય છે. ( ૪ ) બાળકો, પાઠ વાંચવા શરૂ કરો. ( ૫ ) દુષ્ટોને સજ્જન માણસના માર્ગે લઈ જવા તે ઇચ્છા કરે છે. ( ૬ ) સજ્જનની વાણી અનુસરવા ( अनु + सृ ) અમે પ્રયત્ન કરીએ છીએ. ( ૭ ) નિશાળે જઈ છોકરાઓ શિક્ષકને પ્રણામ કરે છે.

## પાઠ ૨૮ મો

## भीमसेनस्य हिडिम्बया सह संमिलनम्




घटोत्कचः—इह तिष्ठ । त्वदागमनमम्बायै निवेदयामि ।

भीमसेनः—बाढम् । गच्छ ।

घटोत्कचः—( जननीम् उपसृत्य ) अम्ब ! अभिवादये घटोत्कचोऽहम् । भवत्या आहारार्थमानीतो मानुषः ।

हिडिम्बाः—जात ! चिरं जीव । कीदृशो मानुष आनीतः ।

घटोत्कचः—अम्ब ! वाङ्मात्रेण मानुषो, न वीर्येण ।

हिडिम्बाः—किं ब्राह्मणः ।

घटोत्कचः—न ब्राह्मणः ।

हिडिम्बाः—अथवा स्थविरः ।

घटोत्कचः—न वृद्धः । न चापि बालः ।

हिडिम्बाः—यद्येवं, पश्यामि तावदेनम् । अत्र आनय तं मानुषम् ।

( परिक्रम्य भीमसेनेन सह निवर्तते )

हिडिम्बाः—( सविस्मयम् ) किमेष मानुष आनीतः ।

घटोत्कचः—अम्ब ! कोऽयम् ।

हिडिम्बाः—उन्मत्तक ! दैवतं खल्वयम् ।

घटोत्कचः—आः कस्य दैवतम् ।

हिडिम्बाः—तव च मम च । ( भीममुद्दिश्य ) जयत्वार्यपुत्रः ।

भीमसेनः—का पुनरियम् । अये देवी हिडिम्बा । देवि, किमिदम्

हिडिम्बा—( कर्णे ) ईदृशमिव ।

भीमसेनः—जात्या खलु राक्षसी, न समुदाचारेण ।

हिडिम्बा—उन्मत्तक ! अभिवादय ते गुरुम् ।

घटोत्कचः—भोस्तात ! अभिवादये घटोत्कचोऽहम् । पुत्रचापलं क्षन्तुमर्हसि ।

भीमसेनः—( परिष्वज्य ) व्यतिक्रमकृतं कान्तमेव । अतिबलपराक्रमो भव ।

घटोत्कचः—अनुगृहीतोऽस्मि ।

श्रीभासप्रणीतं मध्यमव्यायोगम्

किमर्थम् घटोत्कचेन भीमः आनीतः ? किमर्थम् भीमं द्रष्टुमिच्छति हिडिम्बा ? किमर्थम् भीमः हिडिम्बाया दैवतं इति उद्दिष्टः ?

---

**अनुगृहीत** ( વિ. )=કૃપા પામેલો
**अम्बा** ( નારી )=મા
**आः** (અ.)=અહો ! ( ah ! )
**आर्यपुत्रः** ( ન. )=સ્વામી
**ईदृश** ( વિ. )=આમ, આવું
**इयम्** ( સ. )=આ
**इह** ( અ. )=અહિં
**उद्दिश्य** ( કૃ. )=ઉદ્દેશીને
**उपसृत्य** ( કૃ. )=પાસે આવીને
**कान्त** ( વિ. )=પ્રિય, મનોહર
**चापलम्** ( ના. )=તોફાન
**नि+वृत्** ( ૧ લો આ )=પાછા ફરવું
**परिक्रम्य** ( કૃ. )=ફરીને
**परिष्वज्य** ( કૃ. )=ભેટીને
**बाढम्** ( અ. )=હા
**वाङ्मात्रेण**=માત્ર વાણીમાંજ(वाच्=વાણી )
**व्यतिक्रमकृतम्** ( ના. ) = ભૂલથી કરેલું
**समुदाचारः** ( ન. )=વર્તન
**स्थविर** ( વિ. )=ઘરડો

---

**મનોયત્ન ૩૯:**—સંધિ છૂટી પાડોઃ—भवत्या आहारार्थम्; पुनरियम्; जयत्वार्यपुत्रः, मानुष आनीतः, प्रज्ञावादांश्च, व्याधस्तान् ।

**મનોયત્ન ૪૦:**—નીચેના નામોના પ્ર. દ્વિ વ., દ્વિ બ. વ., ષ. એ. વ., સ. એ. વ. ના રૂપો લખોઃ

स्वसृ, गन्तृ, भर्तृ, त्वष्टृ, ननान्दृ, जेतृ ( ના. ), नप्तृ.

## પાઠ ૨૯ મો

### ભૂત કર્મણિકૃદંત

ભૂતકર્મણિ કૃદંતનો પ્રત્યય त છે, અને તે ધાતુને લગાડવામાં આવે છે. કેટલાક ધાતુઓને त ને બદલે इत પ્રત્યય લગાડવામાં આવે છે. દશમા ગણુના ધાતુઓમાં इत પ્રત્યય લગાડતાં પહેલાં ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ અને અંત્ય સ્વર તથા ઉપાંત્ય अ ની વૃદ્ધિ કરવામાં આવે છે. चुर् + इत = चोरित, तड्+ इत = ताडित, दृ + इत = दारित.

त् થી શરૂ થતા પ્રત્યય આગળ જે ફેરફારો આપણે પાઠ ૨૭ માં જોયા તે ફેરફારો ભૂત કર્મણિકૃદંતના त આગળ પણ થાય છે. એ બધા ફેરફારો ધ્યાનમાં રાખી ધાતુના ભૂત કર્મણિકૃદંતના રૂપો નીચે આપ્યા છે.

| | |
|---|---|
| गम्=गत | नम् , मन् , यम् , रम् |
| खन्=खात | जन् |
| क्षम्=क्षान्त | कम् , क्रम् , क्लम् , क्षम् , चम् , भ्रम् , शम् , श्रम् . |
| क्रुध्=क्रुद्ध | ऋध , क्षुभ् , बुध् , युध् , रभ् , लभ् , लुभ् , वृध् , सिध् . |
| मुह=मुग्ध | द्रुह , स्निह . |
| रुह=रूढ | गाह , गुह , मुह , स्निह . |
| छिद्=छिन्न | खिद् , पद् , भिद् , विद् , ( ४ आ ), शद् , सद् . |
| मद्=मत्त | विद् , ( ६ प ) . |
| तृ=तीर्ण | जॄ , कॄ . |
| दिश्=दिष्ट | दृश् , नश् , विश् , सृज् , स्पृश् . |
| बन्ध्=बद्ध | दंश् , ध्वंस् , भ्रंश् , शंस् . |
| स्था=स्थित | गै , मा , सो . |
| त्यज्=त्यक्त | भज् , मुच् , युज् , सिच् . |
| इष्=इष्ट | तुष् , पुष् , हृष् . |
| त्रै=त्राण | ग्लै , घ्रा , म्लै . |
| मस्ज्=मग्न | भञ्ज् , लस्ज् . |

दा=दत्त
प्र+दा=प्रत्त
पा=पीत
धा=हित
पच्=पक्व
शुष्=शुष्क
क्षै=क्षाम
ध्यै=ध्यात
मूर्च्छ्=मूर्त, मूर्च्छित
नृत्=नर्तित
डी=डीन

सह्=सोढ
वह्=ऊढ*
वद्=उदित
वस्=उषित
व्यध्=विद्ध
ह्वे=हूत
प्रच्छ्=पृष्ट
यज्=इष्ट
त्वर्=तूर्ण, त्वरित
सिव्=स्यूत

વાક્યમાં ભૂતકર્મણિ કૃદંતનો ઉપયોગ વિશેષણની માફક થાય છે, એટલે કૃદંતનો જે નામ સાથે સંબંધ હોય તે નામ જે જાતિ, વચન અને વિભક્તિમાં હોય તેજ જાતિ વચન અને વિભક્તિમાં કૃદંત પણ મૂકવામાં આવે છે. ભૂતકર્મણિકૃદંતનું રૂપ અકારાંત છે એટલે નરજાતિમાં એના રૂપો राम પ્રમાણે અને નાન્યતરજાતિમાં जल પ્રમાણે થાય છે. નારીજાતિમાં છેલ્લા अ નો आ કરી निशा પ્રમાણે રૂપ તૈયાર કરવામાં આવે છે.

---

આપણે પાઠ ૨૭ માં જોયું કે ધાતુને त्वा પ્રત્યય લગાડવાથી સંબંધક-ભૂતકૃદંત થાય છે. પણ ધાતુની આગળ ઉપસર્ગ આવે તો ધાતુને त्वा પ્રત્યય લગાડવામાં આવતો નથી.

अनु + भू + य = अनुभूय
वि + रम् + य = विरम्य, विरत्य
आ + गम् + य = आगम्य, आगत्य

परा + जि + त्य = पराजित्य
प्र + हृ + त्य = प्रहृत्य
वि + स्मृ + त्य = विस्मृत्य

वि + रच् + य = विरचय्य
अव + गण् = अवगणय्य

---

* આ અને એના પછી આવતા ધાતુઓમાં संप्रसारण નો નિયમ લાગુ પાડવામાં આવ્યો છે.

( i ) ધાતુની આગળ ઉપસર્ગ આવ્યો હોય તો સંબંધક ભૂત કૃદંતનો પ્રત્યય य લાગે છે. દશમા ગણમાં य પ્રત્યય अय ને લગાડવામાં આવે છે.

(ii) ધાતુને છેડે હ્રસ્વ સ્વર હોય અને ધાતુની આગળ ઉપસર્ગ હોય તો સંબંધક ભૂતકૃન્દતનો પ્રત્યય त्य લાગે છે.

સંબંધક ભૂતકૃન્દતના કેટલાક અનિયમિત રૂપો નીચે આપ્યા છે.

| | |
|---|---|
| उद् + तॄ = उत्तीर्य | अनु + वद् = अनूद्य * |
| सम् + जन् = संजाय | उप + वस् = उपोष्य |
| सम् + ऋध् = समर्ध्य | आ + ह्वे = आहूय |

---

अद्य प्रातः एव अनिष्टदर्शनं जातम् ।

अन्यदुप्तं जातमन्यत् इति एतद् नोपपद्यते ।

गृहं तु गृहिणीहीनमरण्यसदृशं मतम् ।

अयं कालः महाराजमुपसर्पितुम् ।

तृष्णां चेह परित्यज्य को दरिद्रः क ईश्वरः ।

कुम्भोद्भवेन मुनिना अम्बुधिरेव पीतः ।

नष्टं मृतम् अतिक्रान्तं नानुशोचन्ति पण्डिताः ।

न युक्तं सांप्रतं क्षणमपि अत्रावस्थातुम् ।

ज्वलनस्य समीपे आहितं नवनीतं कथं न द्रवति ।

अनुरूपमेतत् भवत्याभिहितम् ।

सुखं हि दुःखान्यनुभूय शोभते घनान्धकारेषु दीपदर्शनम् इव ।

तृष्णा न जीर्णा वयमेव जीर्णाः ।

सुतप्तमपि पानीयं पुनर्गच्छति शीतताम् ।

एतदुपायनं पुरस्कृत्य आचार्यं द्रष्टुमर्हसि ।

विवेकभ्रष्टानां भवति विनिपातो शतमुखः ।

तुषेणापि परित्यक्ता न प्ररोहन्ति तण्डुलाः ।

असंतानत्वं वर्जयित्वा न किमप्यस्य हीनम् ।

अमितगुणोऽपि पदार्थो दोषेणैकेन निन्दितो भवति ।

तृणानि नोन्मूलयति प्रभञ्जनो मृदूनि नीचैः प्रणतानि सर्वशः ।

सज्जनाः दुर्जनानां दुर्वचनानि पीत्वा मधुराणि सूक्तानि समुद्गिरन्ति।
निशावसानसमये दृष्टाः स्वप्नाः प्रायेण अवितथफला भवन्ति।
कूलद्वयं क्षुब्धजला नदीव मदेन नारी संहरति कुलद्वयम्।
यः खलान् सज्जनानां मार्गे नेतुं वाञ्छति स मधुबिन्दुना क्षाराम्बुधेः माधुर्यं रचयितुमिच्छति।
अग्रजातानि शुभानि निमित्तानि प्रत्यासन्नम् आनन्दम् आवेदयन्ति।
आमोदमात्ररसिकेन मधुव्रतेन नालोकितानि तव केतकि दूषणानि।

---

સંસ્કૃતમાં ભાષાંતર કરોઃ—

(૧) શાસ્ત્રોમાં મનુષ્યના આચારો કહેવામાં આવ્યા છે ( वि+धा ).

(૨) દુષ્યન્તે આશ્રમમાં દાખલ થઈ ( प्र+विश् ) મુનિના કુશળ સમાચાર પુછ્યા.

(૩) મારો પ્રિય મિત્ર એકાએક મરી ગયો ( उप+रम् ) એજ ( इति ) મારો શોક છે.

(૪) ઝાડના મૂલમાં સિંચેલું ( सिच् ) પાણી પાંદડાઓપર ફૂટી આવે છે.

(૫) ખુશી થયેલી ( तुष् ) કામધેનુએ દીલીપ રાજાને પુત્ર આપ્યો.

(૬) સજ્જન માણસો સ્વાર્થ છોડી ( परि+तज् ) પારકાનું ભલુ ( परहितम् ) કરે છે.

(૭) ઊર્મિલાએ લક્ષ્મણની સાથે જંગલમાં જવા હઠ કરી નહી.

(૮) યક્ષનો સંદેશો લઇને મેઘ કુબેરની નગરી અલકામાં ગયો.

(૯) રેંટમાં ખાલી ઘડા ભરાય છે અને ભરેલા ઘડા ખાલી થાય છે.

(૧૦) જ્યાંસુધી પૈસા મેળવવાની શક્તિ હોય ત્યાંસુધી કુટુમ્બના માણસો ખુશ રહે છે ( रञ्ज् ).

## શબ્દકોશ

अभि + धा=કહેવું
अमित ( વિ. )=અસંખ્ય
अव + स्था ( ૧ લો પ. )=રહેવું
अवितथ (વિ.)=સાચું (वितथ=જુઠું)
आ + धा=મૂકવું
उद् + मूल ( ૧૦ મો પ. )=ઉખેડી નાંખવું
उपायनम् ( ના. )=ભેટ
कूलः ( ન. )=કિનારો
तण्डुलः ( ન. )=ચોખા
तुषः ( ન. )=ફુંસકુ
प्रभञ्जनः ( ન. )=વંટોળીઓ
प्रत्यासन्न ( વિ. )=પાસેનું
विनिपातः ( ન. )=પતન
शतमुखः ( અ. )=અનેક રીતે
सम् + उद् + गॄ ( ૧ લો પ. )=બોલવું
सांप्रतम् ( અ. )=હમણાં
हीन ( વિ. )=ઓછું, વગરનું

---

પાંદડું=पल्लवम्
ફૂટી આવવું=आविस् + भू
કરે છે=आ + चर्
હઠ કરવી=निर्बन्धेन पृच्छ्–याच्
રેંટ=जलयन्त्रम्
ખાલી=रिक्त ( વિ. )
ભરેલું=भरित ( વિ.)
કુટુંબના માણસો=परिवारः

---

**મનોયત્ન ૪૧:**—નીચેના ધાતુઓના ભૂતકર્મણિ કૃદંત અને સંબંધક ભૂતકૃદંતના રૂપો લખોઃ—

( *a* ) दृश् , स्निह् , मन् , नृत् , गै, ह्वे, ध्यै, वह् , शम् , वस् .

( *b* ) प्र + बुध् , सम् + जन् , प्र + रुह् , प्र + नम् , सम् + ऋध् .

**મનોયત્ન ૪૨:**—નીચેના રૂપો ઓળખો :—

( अ ) संक्षुब्धः, संपन्नः, निखाता, प्रतिषिद्धम् , प्रहृष्टः, विषण्णा, विप्रलब्धः, संदिष्टम् , विकीर्णान् , आरब्धाः, संतुष्टे, विभिन्नायाः, विनष्टस्य, मुग्धा, प्रसन्नः .

( ब ) अभ्यसिञ्चन् , वक्तृणे, न्यषूदयत, अध्यवसत् , आटन् , स्वसुः.

---

# પાઠ ૩૦ મો

## કર્મણિ અને ભાવે પ્રયોગ

| | |
|---|---|
| હું ચોપડી વાંચુ છું. | મારાથી ચોપડી વંચાય છે |
| अहम् ग्रन्थं पठामि | मया ग्रन्थः पठ्यते |
| તું પુરી ખાય છે | તારાથી પુરી ખવાય છે |
| त्वम् अपूपम् खादसि | त्वया अपूपः खाद्यते |
| માણુસ જાય છે | માણુસથી ( જવાનું ) જવાય છે |
| जनः गच्छति | जनेन गम्यते |
| બાલકો રડે છે | બાલકોથી ( રડવાનું ) રડાય છે |
| बालकाः विक्रोशन्ति | बालकैः विक्रुश्यते |

ઉપરના દાખલાઓમાં ડાબી બાજુ પરના વાકયો કર્તરિ રચનામાં છે અને જમણી બાજુ પરના વાકયો કર્મણિ રચનામાં છે. બંને બાજુના વાકયો સરખાવતાં માલમ પડશે કે વાકય કર્તરિ રચનામાંથી કર્મણિ રચનામાં ફેરવવામાં આવે છે ત્યારે તેમાં ચોક્કસ ફેરફાર થાય છે. કર્તાનો શબ્દ ત્રીજી વિભક્તિમાં આવે છે અને કર્મનો શબ્દ પહેલી વિભક્તિમાં આવે છે. છેલ્લા બે વાકયોમાં ક્રિયાપદ અકર્મક છે, પણ જમણી બાજુએ જોતાં માલમ પડશે કે ક્રિયાપદના ભાવને અધ્યાહૃત કર્મ ગણવામાં આવ્યું છે; તેથી કરીને કર્મણિ રચનામાં ક્રિયાપદનો ભાવ કર્તા બન્યો છે. પણ મૂળ વાકયમાં ભાવવાચક કર્મ અધ્યાહૃત હોવાથી કર્મ રચનામાં એ કર્તા બને છે ત્યારે પણ અધ્યાહૃત રહે છે. ભાવ ત્રીજો પુરૂષ એકવચન હોવાથી અને કર્તા સાથે ક્રિયાપદનો સંબંધ હોવાથી ક્રિયાપદ આ રચનામાં હંમેશા ત્રીજા પુરૂષ એકવચનમાં આવે છે. આવી રીતે અકર્મક ક્રિયાપદોના ભાવને કર્મ ગણી જે કર્મણિ રચના બનાવવામાં આવે છે તે ભાવે પ્રયોગ તરીકે ઓળખાય છે.

કર્તા અને કર્મમાં આપણે જે ફેરફારો જોયાં તે ઉપરાંત ક્રિયાપદમાં પણ બે ફેરફાર કરવામાં આવ્યા છે ( ૧ ) કર્મણિ રચનામાં કર્તા બદલાતો હોવાથી, અને ક્રિયાપદનો સંબંધ હંમેશા કર્તા સાથે હોવાથી, ક્રિયાપદના

પુરૂષ અને વચન નવા કર્તા પ્રમાણે ફેરવાય છે. (૨) ધાતુના રૂપો બીજા કાળમાં બનાવવામાં આવે છે તેમ બનાવવામાં આવ્યા નથી પણ ધાતુના કર્મણિ રૂપો ચોક્કસ નિયમોને અનુસરી બનાવવામાં આવ્યા છે. ધાતુના આ કર્મણિ રૂપો કેમ તૈયાર કરવા તે વિશે આપણે વિચાર કરીએ.

## ધાતુના કર્મણિ રૂપો

ધાતુ + य + કાળના પ્રત્યય

( i ) કર્મણિ રૂપ તૈયાર કરતી વખતે ધાતુજ લેવામાં આવે છે, અને આદેશ લેવામાં આવતો નથી. તેમજ ગણની નિશાની લગાડતાં પહેલાં ધાતુમાં ગુણ કે બીજા જે ફેરફારો કરવામાં આવે છે તેમાંનો કોઈપણ ફેરફાર અહિં કરવામાં આવતો નથી.

| | |
|---|---|
| नी + य + ते = नीयते | ( नी નું नय् કર્યું નથી ) |
| गम् + य + ते = गम्यते | ( गम् નું गच्छ् કર્યું નથી ) |
| खिद् + य + ते = खिद्यते | ( खिद् નું खिन्द् કર્યું નથી ) |
| क्षम् + य + ते = क्षम्यते | ( क्षम् નું क्षाम् કર્યું નથી ) |
| तड् + य + ते = ताड्यते; | चुर् + य + ते = चोर्यते |

દશમા ગણના ધાતુઓમાં ગણની નિશાની લગાડતાં પહેલાં જે ફેરફારો કરવામાં આવે છે તે ફેરફારો य આગળ પણ કર્યા છે.

( ii ) ધાતુ परस्मैपद કે आत्मनेपद ગમે તે પદનો હોય તોપણ તેને आत्मनेपद નાજ પ્રત્યયો લગાડવામાં આવે છે.

( iii ) ધાતુ ગમે તે ગણનો હોય પણ બધાને એકસરખી રીતે य લગાડવામાં આવે છે. य એ કર્મણિની નિશાની છે; ગણની નિશાની કર્મણિ રૂપ બનાવતી વખતે ધાતુને લગાડવામાં આવતી નથી.

કર્મણિનો य પ્રત્યય લગાડતાં પહેલાં ધાતુમાં જે ફેરફારો કરવામાં આવે છે તે નીચે પ્રમાણે છે:—

(अ) **दा, धा, मा, पा, स्था, गै, सो, हा**—આ ધાતુઓમાં અંત્યસ્વરને બદલે ई મૂકવામાં આવે છે. જેમકે दा + य + ते = दीयते; એમજ स्थीयते, पीयते, गीयते વગેરે રૂપો બને છે.

(आ) ધાતુને છેડે હ્રસ્વ इ કે उ હોય તો તેને દીર્ઘ કરવામાં આવે છે. જેમકેઃ—जि + य ते = जीयते; श्रु + य + ते = श्रूयते.

(इ) ધાતુને છેડે હ્રસ્વ ऋ હોય તો તેનો रि કરવામાં આવે છે. જેમકેઃ—
हृ + य + ते = ह् + रि + य + ते = ह्रियते, मृ = म्रियते.

ધાતુને છેડે હ્રસ્વ ऋ હોય અને ऋ ની આગળ જોડાક્ષર હોય તો ऋ નો अर् કરવામાં આવે છે. જેમકેઃ—स्मृ + य + ते = स्म् + अर् + य + ते = स्मर्यते.

(ई) ધાતુને છેડે દીર્ઘ ॠ હોય તો ॠ નો ईर् કરવામાં આવે છે,. પણ ॠ ની આગળ કોઈ प વર્ગનો અક્ષર કે व् આવે તો ॠ નો ऊर् કરવામાં આવે છે. જેમકેઃ—जॄ + य + ते = ज् + ईर् + य + ते = जीर्यते; तॄ નું तीर्यते, दॄ નું दीर्यते, પણ पॄ નું पूर्यते.

(उ) ધાતુને છેડે ए, ऐ, ओ, કે औ હોય તો અંત્યસ્વરનો आ કરવામાં આવે છે. म्लै + य + ते = म्लायते.

(ऊ) કેટલાક ધાતુઓમાં ઉપાંત્ય અનુનાસિકનો લોપ કરવામાં આવે છે. જેમકેઃ—रञ्ज = रज्यते, दंश् = दश्यते, स्वञ्ज् = स्वज्यते.

(ऋ) આગળ બતાવેલો संप्रसारण નો નિયમ य પહેલા લાગુ પાડવામાં આવે છે. वद् + य + ते = उद्यते, वस् + य + ते = उष्यते.

ઉપરના નિયમો ધ્યાનમાં રાખી નીચેના ધાતુઓના વર્તમાનકાળમાં કર્મણિ રૂપો તૈયાર કરોઃ—

परि + ईक्ष् , जी, व्यध् , उप + नी, दा, खन् , बन्ध् , पॄ , उप + चर् , निन्द् , धृ, वह् , प्र + क्षल् , गम् , तुल् , याच् , वस् .

ઉપરના નિયમો ધ્યાનમાં રાખી નીચેના વાક્યો કર્તરી રચનામાંથી કર્મણિ રચનામાં ફેરવોઃ—

| કર્તરિ રચના | કર્મણિ રચના—કર્મણિ પ્રયોગ. |
|---|---|
| ( i ) शीलम् पुरुषम् परीक्षते । | |
| ( ii ) पिपासितः काव्यरसं न पिबति । | |
| ( iii ) चातकाः पयोदं याचन्ते । | |
| ( iv ) पत्न्यः भर्तुः शासनम् शीर्षैः वहन्ति । | |
| ( v ) नीचाः कार्यम् न प्रारभन्ते । | |
| | ભાવે પ્રયોગ. |
| ( vi ) गोपालः ग्रामं गच्छति । | |
| (vii) सूर्यः प्रकाशते । | |

નીચેના વાક્યો કર્મણિ રચનામાંથી કર્તરિ રચનામાં ફેરવોઃ—

( i ) भस्मचयेपदं लोकैः दीयते ।

( ii ) तथा प्रयतेथा यथा न उपहस्यसे जनैः ।

( iii ) स्वभावजनिता प्रकृतिः केनापि न त्यज्यते ।

( iv ) रोगैः जनः क्षयमुपनीयते ।

( v ) जीयन्ताम् दुर्जया देहे रिपवः चक्षुरादयः ।

( vi ) क्षुद्रशत्रुः विक्रमात् न लभ्यते ।

---

**सूर्येण प्रकाश्यते ।**

**गोपालेन ग्रामं गम्यते ।**

**नीचैः विघ्नभयेन खलु कार्यं न प्रारभ्यते ।**

**तृष्णातुरैः चातकैः पयोदः वृष्टिं याच्यते ।**

**रोगैः जनः प्रतिदिनं क्षयमुपनीयते ।**

**सत्संनिधानेन हीनवर्णोऽपि दीप्यते ।**

**जीयन्तां दुर्जया देहे रिपवः चक्षुरादयः ।**

**मानसानिग्रहात् इन्द्रियाणां दोषा वह्यन्ते ।**

**स्थान एव नियोज्यन्ते भृत्या-श्चाभरणानि च ।**

निर्धनो विध्यते व्याघ्रो, निर्व्याघ्रं छिद्यते वनम् ।

त्यागेन शीलेन गुणेन कार्येण च पुरुषः परीक्ष्यते ।

संकटे हि परीक्ष्यन्ते प्राज्ञाः, शूराश्च संगरे ।

गौरवं लभ्यते दानात्, न तु वित्तस्य संचयात् ।

मारुतिना अशोकवाटिका भग्नप्राया इति दशाननाय निवेद्यताम् ।

पुष्पमालाप्रसङ्गेन सूत्रमपि शीर्षे धार्यते ।

शाखायां सुखमुपविष्टः सलीलं विध्यते खगः ।

गुणैः ज्येष्ठत्वमुच्यते, न जात्या ।

माल्यमिव भर्तुः शासनम् पत्नीभिः शीर्षैः उह्यते ।

पिपासितैः काव्यरसो न पीयते ।

निःशङ्कं दीयते लोकैः पश्य भस्मचये पदम् ।

क्षुद्रशत्रुर्भवेद्यस्तु विक्रमान्नैव लभ्यते ।

स्थाने त्वम् महाराजशब्देन उपचर्यते ।

जलबिन्दुनिपातेन क्रमशः पूर्यते घटः ।

गुणत्वमापन्नैः तृणैर्मदोन्मत्ता गजा अपि बध्यन्ते ।

या यस्य प्रकृतिः स्वभावजनिता सा केनापि न त्यज्यते ।

यौवने कुमार तथा प्रयतेथा यथा नोपहस्यसे जनैः, न निन्द्यसे साधुभिः, न उपालभ्यसे मित्रैः च ।

---

નીચેના વાકયોનું સંસ્કૃતમાં કર્મણિ રચનામાં ભાષાંતર કરોઃ—

( ૧ ) સાપ ચંદનના ઝાડને કલંકિત કરે છે.

( ૨ ) ખરાબ છોકરાઓ કુલને કલંકિત કરે છે.

( ૩ ) તેણે વગર મહેનતે ખજાનો ( कोशः ) મેળવ્યો ( लभ् ).

( ૪ ) ઉંદરનો ત્રાસ દૂર કરવા ઉપાય વિચારો ( चिन्त् ).

( ૫ ) સજ્જનોનો ઉપદેશ બાળકો સાંભળે ( नि+शम् ).

( ૬ ) જ્યાં નારીઓ પૂજાય છે ત્યાં દેવોનો વાસ છે.

( ૭ ) દુઃખમાં પણ માણસોએ પોતાનું કર્તવ્ય ભૂલવું જોઇએ નહિ. (वि+स्मृ).

(૮) ગુરૂ શિષ્યને સારી શિખામણ આપે છે ( दा, वि + तृ ).

(૯) બ્રાહ્મણ ખાંધ ઉપર બકરીના બચ્ચાને ઉંચકી ગયો ( वह् ).

(૧૦) માણસો મોટા દેશો જીતે છે પણ મોહને જીતતા નથી ( जी ).

(૧૧) છોકરાઓને સવારમાં દૂધ પીવા દો ( पा ).

## શબ્દકોશ

**आपन्न** ( વિ. ) = પામેલું
**उप + चर्** ( ૧ લો પ )=સંબોધવું
**गोपालः** ( ન. )=ભરવાડ
**तृष्णातुर** ( વિ. )=તરસ્યો पिपासित
**दुर्जय** ( વિ. )=જીતી ન શકાય એવો
**धृ** ( ૧૦ મો પ )=ધારણ કરવું
**निपातः** ( ન. )=પડવું તે, પતન
**नियोज्** ( ક્રિ. )=જોડવું, મુકવું
**निर्वन** ( વિ. )=વનની બહારનો
**भग्नप्राय** ( વિ. ) = લગભગ નાશ પામેલી
**भस्मचयः** ( ન. ) = રાખનો ઢગલો ( चय=ઢગલો )
**व्यध्** [ विध्य् ] ( ૪ થો પ. )=વિંધવું
**सलीलम्** ( અ. )=સહેલાઈથી सुखम्
**सूत्रम्** ( ના. )=દોરો
**संगरः** ( ન. )=લડાઈ
**संनिधानम्** ( ના. )=સમાગમ
**स्वभावजनित** ( વિ. ) = કુદરતી, સ્વભાવથીજ જન્મેલી
**हीनवर्णः** ( ન. ) =હલકી વર્ણનો માણસ

---

દૂર કરવું=दूरीकर्तुम्, निवारणम् | દેશ=राष्ट्रम्

---

**મનોયત્ન ૪૩:**—નીચેના વાકયો પ્રયોગ ફેરવી લખો:—

( i ) सत्येन धार्यते पृथ्वी । ( ii ) शीलेनः पुरुषः परीक्ष्यते ? ( iii ) गौरवं लभ्यते दानात् । ( iv ) चन्दनपादपस्य मूलं भुजङ्गैः आश्रितम् । ( v ) स्थाने त्वम् महाराजशब्देन उपचर्यते ।

---

स्वयं महेशः श्वशुरो नगेशः सखा धनेशः तनयो गणेशः ।
तथापि भिक्षाटनमेव शम्भोः बलीयसी केवलमीश्वरेच्छा ॥ १ ॥

विद्या विवादाय धनं मदाय शक्तिः परेषां परिपीडनाय ।
खलस्य, साधोर्विपरीतमेतत् ज्ञानाय दानाय च रक्षणाय ॥ २ ॥

सत्येन धार्यते पृथ्वी, सत्येन तपते रविः ।
सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्ठितम् ॥ ३ ॥

क्षणे तुष्टाः क्षणे रुष्टाः रुष्टाः तुष्टाः क्षणे क्षणे ।
अव्यवस्थितचित्तानां प्रसादोऽपि भयंकरः ॥ ४ ॥

सत्येन रक्ष्यते धर्मो विद्या योगेन रक्ष्यते ।
मृजया रक्ष्यते रूपं कुलं वृत्तेन रक्ष्यते ॥ ५ ॥

उदये सविता रक्तः रक्तः चास्तमने तथा ।
संपत्तौ च विपत्तौ च सुनृणामेकरूपता ॥ ६ ॥

सुखमापतितं सेव्यं दुःखमापतितं तथा ।
चक्रवत्परिवर्तन्ते सुखानि च दुःखानि च ॥ ७ ॥

उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे ।
राजद्वारे श्मशाने च यः तिष्ठति स बान्धवः ॥ ८ ॥

अस्ति यद्यपि सर्वत्र नीरं नीरजमण्डितम् ।
रमते न मरालस्य मानसं मानसं विना ॥ ९ ॥

मुखं पद्मदलाकारं वाणी चन्दनशीतला ।
हृदयं क्रोधसंयुक्तं त्रिविधं धूर्तलक्षणम् ॥ १० ॥

आशा नाम मनुष्याणां काचिदाश्चर्यशृंखला ।
यया बद्धा प्रधावन्ति मुक्तास्तिष्ठन्ति पङ्गुवत् ॥ ११ ॥

काव्यशास्त्रविनोदेन कालो गच्छति सुनृणाम् ।
व्यसनेन च मूर्खाणां निद्रया कलहेन वा ॥ १२ ॥

यथा चतुर्भिः कनकं परीक्ष्यते निघर्षणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते त्यागेन शीलेन गुणेन कर्मणा ॥ १३ ॥

गौरवं लभ्यते दानान्न तु वित्तस्य संचयात् ।
स्थितिरुच्चैः पयोदानाम् पयोधीनामधः स्थितिः ॥ १४ ॥

मूलं भुजङ्गैः, शिखरं प्लवङ्गैः, शाखा विहङ्गैः, कुसुमं च भृङ्गैः ।
श्रितं सदा चन्दनपादपस्य परोपकाराय नृणां विभूतयः ॥ १५ ॥

यो ध्रुवाणि परित्यज्य ह्यध्रुवाणि परिषेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति, अध्रुवं नष्टमेव हि ॥ १६ ॥

वरं वनं व्याघ्रगजादिसेवितं जलेन हीनं बहुकण्टकावृतम् ।
तृणानि शय्या परिधानवल्कलं, न बन्धुमध्ये धनहीनजीवितम् ॥१७॥

वरं दरिद्रः श्रुतिशास्त्रपारगो न चापि मूर्खो धनरत्नसंयुतः ।
सुलोचना जीर्णपटाऽपि शोभते, न नेत्रहीना कनकैरलङ्कृता ॥ १८ ॥

येषां न विद्या न तपो न दानं ज्ञानं न शीलं न गुणो न धर्मः ।
ते मृत्युलोके भुवि भारभूता मनुष्यरूपेण मृगाश्चरन्ति ॥ १९ ॥

घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारुवर्णम् ।
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुदण्डम् ।
तप्तं तप्तं पुनरपि पुनः काञ्चनं कान्तवर्णम् ।
न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते ह्युत्तमानाम् ॥ २० ॥

मृतस्य लिप्सा, कृपणस्य दित्सा, विमार्गस्थितस्य रुचिः सुकार्ये ।
सर्पस्य शान्तिः, कुटिलस्य मैत्री, विधातृसृष्टौ न हि दृष्टपूर्वा ॥२१॥

दाक्षिण्यं स्वजने, दया परिजने, शाठ्यं सदा दुर्जने,
प्रीतिः साधुजने, नयो नृपजने, विद्वज्जनेष्वार्जवम् ।
शौर्यं शत्रुजने, क्षमा गुरुजने, स्वधर्मतत्त्वे रतिः,
ये चैवं पुरुषाः कलासु कुशला तेष्वेव लोकस्थितिः ॥ २२ ॥

व्याघ्रः सेवति काननं सुगहनं, सिंहो गुहां सेवते
हंसः सेवति पद्मिनीं विकसितां, गृध्रः स्मशानस्थलीम् ।

साधुः सेवति साधुमेव सततं, नीचोऽपि नीचं जनं
या यस्य प्रकृतिः स्वभावजनिता केनापि न त्यज्यते ॥ २३ ॥

आदौ रामतपोवनादिगमनं मायामृगोच्छेदनं
वैदेहीहरणं जटायुमरणं सुग्रीवसंभाषणम् ।
वालिविशासनं समुद्रतरणं लंकापुरीदाहनम्
पश्चाद् रावणकुंभकर्णहननं एतद्धि रामायणम् ॥ २४ ॥

करचरणकृतं वाक्कायजं कर्मजं वा
श्रवणनयनजं वा मानसं वाऽपराद्धम् ।
विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व
जय जय करुणाब्धे श्रीमहादेव शम्भो ॥ २५ ॥

---

**आपतितं** ( वि. )=આવી પડેલું
**आर्जवम्** ( ના. )=નિખાલસતા
**इक्षुदण्डम्** ( ના. )=શેરડીનો સાંઠો
**काञ्चनम्** ( ના. )=સોનું
**कान्त** ( वि. )=મનોહર
**कर्मणा** = કામથી ( कर्मन् નું. તૃ. એ. વ. )
**जीर्णपटा** ( નારી )=જુના વસ્ત્રવાળી સ્ત્રી ( पट=વસ્ત્ર )
**दित्सा** ( નારી )=આપવાની ઇચ્છા
**दुर्भिक्षम्** ( ના. )=દુકાળ
**धनेशः** ( ન. )=કુબેર ( धन + ईशः )
**घृष्ट** ( वि. )=ઘસાયલું
**ध्रुवम्** ( ના. )=ચોક્કસ વસ્તુ
**नगेशः** ( ન. )=હિમાલય પર્વત ( नगः =પર્વત + ईश )
**निघर्षणम्** ( ના. )=કસ.
**नीरजमण्डितम्** ( वि. )=કમળથી દીપતું ( नीर + जन् + मण्डितम् )
**परिधानम्** ( ના. )=વસ્ત્ર
**पद्मिनी** ( નારી )=કમળ
**प्लवङ्गः** ( ન. )=વાંદરો
**भृङ्गः** ( ન. )=ભ્રમર
**माया** ( वि. )=માયાવી
**मृजा** ( નારી )=સાફ કરવું તે
**रतिः** ( નારી )=પ્રેમ
**लिप्सा** ( નારી )=ઇચ્છા
**विमार्गस्थित** ( वि. )=ખોટે રસ્તે ગયેલો ( वि + मार्ग + स्था )
**विशासनम्** ( ના. )=વિનાશ
**वृत्तम्** ( ના. )=ચારિત્ર્ય
**शृङ्खला** ( નારી )=બેડી
**सुलोचना** ( નારી )=સારી આંખવાળી ( सु + लोचन )

# પુનરાવર્તન

## પ્રશ્નપત્ર (૫)

૧. નીચેના વાક્યોનું ગુજરાતીમાં ભાષાંતર કરોઃ—

(i) विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं, क्षत्रियाणाम् तु वीर्यतः ।

(ii) उत्तमं स्वार्जितं वित्तं, मध्यमं पितुरर्जितम् ।

(iii) तीर्थोदकं च वह्निश्च नान्यतः शुद्धिमर्हतः ।

(iv) हा कष्टं जरयाभिभूतपुरुषः पुत्रैरवज्ञायते ।

(v) साधूनामादानं विसर्गाय ।

(vi) केचित् मेघाः वृष्टिभिरार्द्रयन्ति वसुधां गर्जन्ति केचित् वृथा ।

(vii) अङ्गुष्ठस्तर्जनी मध्यमा अनामिका कनिष्ठिका इति क्रमेण करस्य अङ्गुल्यः ।

(viii) मन्दोत्सुक्योऽस्मि नगरगमनं प्रति ।

૨. નીચેના સામાસિક શબ્દોનો વિગ્રહ કરો અને તેના પ્રકાર કહોઃ—

अजातमृतमूर्खाणाम्, अमोघः, अनुजः, ऊरुभङ्गम्, दीर्घकालम्, स्वभावजनिता, काव्यशास्त्रविनोदेन, नीरजमण्डितम्, लोकस्थितिः,

નીચેના રૂપો ઓળખોઃ—

जीयन्ताम्, वृत्त्योः, वध्वै, पर्यैक्षत, लघुनः, ड्डयेताम्, ननान्दुः, उह्यन्ते, इन्दवे, अन्वेष्यः, उपविष्टः, अवसीदेत्, संजाय, अन्वशोचः.

૩. તમે શીખેલા તથા નીચેના સંબંધવાચક શબ્દોથી ખાનાઓ પુરોઃ—

दौहित्रः, श्यालः, पितामहः, पितृव्यः, भ्रातृजः, भ्रातृश्वशुरः, मातामहः.

(i) लवस्य जनकः ——— दशरथः च ——— ।

(ii) लवः जनकस्य ——— दशरथस्य च ——— ।

(iii) रामः चन्द्रकेतोः ———; चन्द्रकेतुः रामस्य ——— ।

(iv) रामः ऋष्यशृङ्गस्य ——— लक्ष्मणस्य च ——— भ्राता ।

(v) रामः ऊर्मिलायाः ———; लक्ष्मणः सीतायाः ——— ।

(vi) रामः जनकस्य ———, जनकः रामस्य ——— ।

૪. બીજી બ. વ. અને ત્રીજી એ. વ. ના રૂપો લખો:—

स्वसृ, अन्य (નારી), सुरभि ( ના. ) किं+चित्, प्रीति.

છઠ્ઠી બ. વ. અને પાંચમી એ. વ. ના રૂપો લખો:—

इतर ( નારી ), शुचि ( ના. ), विजेतृ, किम्+चन ( ન. નારી, ના. ), धी, वस्तु, वधू , ननान्द्, रीति, विष्णु.

પહેલી બ. વ. અને સાતમી એ. વ. ના રૂપો લખો:—

जामातृ, एतद् ( ન. નારી, ના. ), पर्णकुटी, किम् + अपि ( ન. નારી, ના. ), ऋषि, पांसु, क्रीडा, ननान्द्, स्रष्टृ.

૫. નીચેના શબ્દો પૈકી જોઈતા શબ્દો લઈ " મારી નિશાળ " પર સાત વાક્યો લખો.

अध्यापकः, क्रीडाङ्गम , कोष्ठः ( ઓરડો ), घटिकायंत्रः, छात्रः, द्वारम्, देशालेख्यम् ( નકશો ), पाठशाला, पाठशालाभवनम् ( નિશાળનું મકાન ), पीठम् ( બાંક ), फलकम् ( પાટીયું ), लेखनाधारः वातायन ( બારી ), वेत्रासनम् , वेलापत्रकम् ( વખતપત્રક ), सौधखण्डः ( ચાક ).

૬. બે વચ્ચેનો ફેર સમજાવો:—

अङ्ग અને आदेश; પહેલા ગણનો अ અને છઠ્ઠા ગણનો अ.

च નો ઉપયોગ તથા ભાવે પ્રયોગ દાખલા આપી સમજાવો.

૭. મોટા અક્ષરે છાપેલા શબ્દો પર વ્યાકરણની દૃષ્ટિએ ટુંક નોંધ લખો:—

( i ) उपदेशो हि मूर्खाणां **प्रकोपाय** । ( ii ) **नरः** गच्छन्ति ।

( iii ) हंसो **सेवति** काननं सुगहनम् । ( iv ) **रावणाय** निवेद्यताम् ।

( v ) अविवेकेन **दुर्गतिं** नीतो देवः ।

૮. નીચેના ક્રિયાપદો સાથે કયી વિભક્તિ સંસ્કૃતમાં વપરાય છે તે બબ્બે દાખલા આપી લખો:—

अभि + क्रुध् , दय् , स्मृ , वि + तॄ, प्र + नम् , वि + रम् , परा + जि.

નીચેના ધાતુઓના હે. કૃ., સં. ભૂ. કૃ., કર્મણિ. ભૂ. કૃ. ના રૂપો લખો—

स्पृश् , वह् , सम् + ऋध् , स्मि, वि+स्मृ, मुह्, नृत्.

# वृषभस्य आत्मवृत्तकथनम्



शङ्करस्य प्रियमित्रमहम्। मम पृष्ठे उपविश्य पार्वतीपतिः स्थानात् स्थानम् प्रचलति। मम साहचर्येण चन्द्रमौलिः वृषवाहनः इति ख्यातः।

चन्द्रशेखरस्य एवं प्रीतिपात्रभूतोऽहं जनैः उपेक्षितः तिष्ठामि। ममाहारदाने मन्दादरो मे भर्ता। माषं, गुडम्, तूलशर्करा वा मम भोजने क्वचिदपि दृश्यते। प्रायेण तुषैः शुष्कतृणैश्च अहम् क्षुधां शाम्यामि। तृषायाः तृप्त्यै कुतोलब्धमाविलमपि जलमहं पिबामि। मम गोष्ठः स्वामिन्या दासजनैर्वा न प्रतिदिनं संमार्ज्यते। पूतीभूततृणैः निर्मिते शयने अनेकशो विनिद्रोऽहं लुठ्यामि। व्याधिग्रस्तस्यापि मे वैद्यः औषधप्रयोगो वा सुदुर्लभः। कशाभिः मुहुर्मुहुः निष्ठुरोऽधिपो मां ताडयति। मम अङ्गेभ्यः शोणितप्रस्रवणम् अपि न विरलम्। कशाघातचिन्हैः अङ्किता मे तनुः असकृद् मम अधिपतिना अपि दृश्यते। परं न कदाचिदहं तं दयया द्रवीभूतं पश्यामि। धिक् मां भाग्यरहितम्।

तथापि अहम् प्रातः सूर्योदयात् प्राक् उत्तिष्ठामि मम भर्त्रा सह क्षेत्रं गच्छामि च। दिने सुदीर्घे मम साहाय्येन मे प्रभुः क्षेत्रं कृषति। शिशिरे शीतं मां न बाधते। निदाघे सूर्यस्य कठोरातपो मां न व्याकुलीकरोति। वर्षासु पर्जन्येनाहं हताशो न भवामि। अन्धकारेण मेघगर्जितेन वा अभीतोऽहम् भर्तारमनुगच्छामि तस्य आदेशान् च सविनयमनुतिष्ठामि।

**एवं कालेऽकाले वा भर्तृसेवायां स्वदेहं नियोजयामि । अत्यंतं परिश्रान्तोऽहमिति न कदाचिदपि मया परिदेवितम् । मम जननी अपि मम भ्रातॄन् अवगणय्य स्वादु च पथ्यं च दुग्धं मे अधिपतये यच्छति । परहितरतस्य मम दुर्भाग्येन को नु सदयः न द्रवते ।**

---

**आत्मवृत्तकथनम्** ( ના. )=આત્મકથા

**प्रीतिपात्रभूत** ( वि. ) = માનીતો

**मन्दादर** ( वि. )=બેપરવાવાળો

**तूलाशर्करा** ( નારી )=કપાસીઆ

**कुतोलब्ध** ( वि. )=ગમે ત્યાંથી મળેલું

**आविल** ( वि. )=ગંદુ

**गोष्ठः** ( न. )=કોઢારો

**संमार्ज्** ( क्रि. )=વાળવું

**पूतीभूत** ( वि. )=કોહી ગયેલું

**अनेकशः** ( અ. )=ઘણીવાર मुहुर्मुहुः,

**विनिद्र** ( वि. )=જાગતો

**औषधप्रयोगः** ( न. ) = ડાકટરી સારવાર

**कशाघातः** ( न. )=ચાબુકના ફટકા ( कशा=ચાબુક )

**अङ्कित**=ચીતરાયલું

**शोणितप्रस्रवणम्** ( ના. )=લોહીની છાંટ

**द्रवीभूत** ( वि. )=પીગળેલો

**शीतं मां न बाधते**=મને ઠંડી લાગતી નથી

**व्याकुलीकरोति**=ગભરાવે છે

**पर्जन्यः** ( न )=વરસાદ

**अभीत** ( वि. )=ન બીધેલો

**अनु+स्था** ( १ લો प. )=અનુસરવું

**परि+देव्** = ફરીયાદ કરવી

**सदय** ( वि. )=લાગણીવાળો

**મનોયત્ન ૧:**—નીચે આપેલા પ્રાણીઓ પૈકી ગમે તે એકની આત્મકથા લખો:—अश्वः, गर्दभः, गजः, कुक्कुरः.

**મનોયત્ન ૨:**—નીચેના રૂપો ઓળખો :—

उपेक्षितः, स्वामिन्या, संमार्ज्यते, तृप्त्यै, परिदेवितम् .

સંધિ કરો:—( i ) सूर्यस्य उदयात्प्राक् उत्तिष्ठामि; ( ii ) आचार्याः माम् अध्यापयन्ति; ( iii ) नर्मगोष्ठीभिः खेलनैः च; ( iv ) विटपेषु उपविष्टानाम्; ( v ) चन्द्रमौलिः वृषभवाहनः इति ख्यातः अस्ति । ( vi ) तृषायाः तृप्त्यै ।

---

